લાંબો વખત ગરમ પ્રદેશમાં રહે અને સૂર્યના ઢાંકણ માટે વ્યવસ્થા ન કરે તો જરૂર તે કાળો પડે. તું જાણે છે કે આપણે કાશ્મીરીઓ છીએ અને ૨૦૦ વર્ષો પહેલાં આપણા બાપ-દાદાઓ પણ કાશ્મીરમાંજ રહેતા. તને કાશ્મીરમાં મજુર તેમજ ખેડુત પણ રંગે બહુ જ સુંદર લાગશે. આનું કારણ કાશ્મીરની ઠંડી આબોહવા છે. પરંતુ આજ કાશ્મીરીઓ જ્યારે હિંદના બીજા ગરમ વિભાગમાં આવે છે ત્યારે રંગે કાળા પડતા જાય છે. આપણા કેટલાય કાશ્મીરી મિત્રો સફેદ છે જ્યારે બીજા કેટલાક તદન કાળા છે. જેમ લાંબો વખત એક કાશ્મીરી કુટુંબ ગરમ પ્રદેશમાં રહે છે તેમ તેનો રંગ વધારે કાળો બનતો જાય છે.

આ રીતે આબોહવા એ રંગનું મૂખ્ય કારણ છે. અલબત્ત, એમ પણ બને કે કેટલાક માણસો ગરમ પ્રદેશમાં રહેવા છતાં પણ બહાર કામ કરતા નથી અને મોટાં ઘરોમાં રહે છે; આથી તે લોકોનો રંગ બદલાતો નથી. આવું એક પૈસાદાર કુટુંબ ગરમ પ્રદેશમાં રહેવા છતાં પણ રંગે બદલાતું નથી. પરંતુ પોતે કામ ન કરવું અને બીજાના કામ ઉપર જીવવું એમાં કંઈ મગરૂર થવા જેવું નથી.

હિંદના ઉત્તર ભાગમાં તને સુંદર લોકો માલમ પડશે. પણ જેમ તું દક્ષિણમાં જઈશ તેમ તેમ ત્યાંના લોકો વધારે

કાળા માલૂમ પડશે. મદ્રાસમાં તો લોકો તદ્દન કાળા છે. જેમ જેમ આપણે દક્ષિણમાં જઈએ છીએ તેમ તેમ આપણે વિષુવવૃત્ત નજીક જઈએ છીએ અને તેથી રંગમાં ફેરફાર થાય છે. રંગ બદલવાનું આ જ ખરું કારણ છે. આપણે આગળ જોઈશું કે આ ફેર મૂળ જાતને લીધે પણ છે. હિંદમાં ઘણી જાતો આવી છે અને જુદા રહેવાના પ્રયત્ન કરવા છતાં પણ તે ભેગી થઈ ગઈ છે. અમુક હિન્દી અમુક જ જાતનો છે એમ કહેવું અઘરું છે.

૯

# મનુષ્યની જાતિ અને ભાષાઓ

પૃથ્વિના કયા ભાગમાં માણસ પહેલાં હયાતીમાં આવ્યો તથા તેઓએ પહેલાં કયાં વસવાટ કર્યો તે આપણે કહી શકીએ નહિ. કદાચ માણસો થોડે ઘણે અંશે એકજ વખતે હયાતીમાં આવ્યા હશે. એ બનવા જોગ છે કે જ્યારે 'બરફ-યુગ'નો અંત આવ્યો અને મોટા મોટા બરફના પર્વતો ઉત્તર તરફ જવા લાગ્યા ત્યારે માણસો ગરમ પ્રદેશમાં રહેતા. જ્યારે ત્યાંથી બરફ જતો રહ્યો હશે ત્યારે ત્યાં મોટાં મોટાં ઘાસનાં મેદાન થઈ ગયાં હશે. આ પ્રદેશની આજુબાજુ લોકો ભટકતા, કારણ કે તેમને ઢોર માટે ઘાસની જરૂર પડતી. આ લોકો હંમેશાં ભટકતા. અત્યારે પણ આવા લોકો ઘણા દેશોમાં માલમ પડી આવે છે.

લોકો નદીઓ પાસે વસ્યા હશે, કારણ કે નદીઓ પાસેનો પ્રદેશ ખેતીવાડી માટે ઘણો જ ફળદ્રુપ હતો. ત્યાં પાણીની તંગી ન હતી અને તેથી જમીન ઉપર પાક લેવાને સરળ પડતું. આથી આપણે ધારીએ છીએ કે હિંદમાં આ લોકો સિંધુ તેમજ ગંગા નદીના પ્રદેશ આગળ વસ્યા હશે. મેસોપોટેમીઆમાં યુફ્રેટીસ અને તૈગ્રીસ નદી આગળ વસ્યા હશે; ઈજીપ્તમાં નાઇલ નદી આગળ અને આવી જ રીતે ચીનમાં વસ્યા હશે.

હિંદમાં સૌથી પહેલી પ્રજા વિષે જો આપણે જાણતા હોઈએ તો તે દ્રાવિડીઅન છે. પછીથી આર્યો અને પૂર્વમાં મોંગોલિઅન આવ્યા. અત્યારે પણ દક્ષિણ હિંદમાં દ્રાવિડીઅનના વંશજો છે. તે લોકો ઉત્તર હિંદના લોકો કરતાં રંગે વધારે કાળા છે, કારણ કે દ્રાવિડીઅન લોકો કદાચ વધારે વખતથી હિંદમાં રહેતા હશે. આ લોકો બહુ જ આગળ વધેલા હતા. તેમને પોતાની ભાષા હતી અને તેઓ બીજા લોકો સાથે વેપાર ચલાવતા. પણ આપણે હજુ ઘણું આગળ જવાનું છે.

તે દિવસોમાં મધ્ય અને પશ્ચિમ એશિયા અને પૂર્વ યુરોપમાં એક નવી જાત ઉત્પન્ન થતી હતી. સંસ્કૃતમાં 'આર્ય' નામે શબ્દ છે કે જેનો અર્થ સદ્‌ગૃહસ્થ થાય છે. આર્યોની ભાષા સંસ્કૃત હતી એટલે આ ઉપરથી એમ માલમ પડે છે કે તેઓ પોતાની જાતને ઘણી જ ઉંચી માનતા. તેઓ અત્યારના

લોકો જેવા જ ખોટા અભિમાની હતા. તું જાણે છે કે અંગ્રેજ પોતાની જાતને પૃથ્વિ ઉપર સૌથી પહેલા નંબરની ધારે છે, તેવીજ રીતે જર્મન, અમેરિકન અને બીજાઓ એજ પ્રમાણે અનુમાન કરે છે.

આ આર્યો ઉત્તર એશિયા અને યુરોપમાં મોટા ઘાસના મેદાનો ઉપર ફરી વળ્યા. પણ જેમ જેમ તેમની સંખ્યા વધતી ગઈ તેમ તેમ ત્યાંની આબોહવા વધારે સખ્ત બનવા લાગી. ઘાસ ઓછું થઈ ગયું, અને ખાવા માટે પુરતું અનાજ પણ બધાને મળવા ન લાગ્યું. આથી તેઓને બીજી જગ્યાએ ફરજીઆત ખસવાનું થયું. આથી તેઓ પોતાના ભરણપોષણ માટે યુરોપમાં, હિંદમાં, ઈરાનમાં અને મેસોપોટેમીઆમાં ફરી વળ્યા. આથી આપણને માલમ પડે છે કે આ બધા દેશોના લોકો જુદા પડવા છતાં પણ તેઓ એકજ વંશના (આર્ય) છે. આ બહુ પહેલાંની વાત છે અને ત્યાર પછી કેટલાય બનાવો બન્યા છે અને કેટલીય જાતો એક બીજા સાથે ભળી ગઈ છે. આથી આર્યો એ એક મોટી પ્રજાના ઉત્પાદક બન્યા છે.

બીજી મોટી જાત મોંગોલિઅન છે. આ જાત આખા એશિયા ઉપર ફરી વળી. આ પીળી જાત પણ કહેવાય છે અને તેમની આંખો ઝીણી હોય છે.

આફ્રિકાના અને બીજા કેટલાક દેશના લોકો સીદીઓ છે. તે આર્યો નથી તેમજ મોંગોલિઅન પણ નથી, અને વધારે કાળા છે.

અરબસ્તાન અને પેલેસ્ટાઈનના લોકો તદ્દન જુદી જ જાતના છે.

આ સર્વ જાતોમાંથી હજારો વર્ષ પછી નાની નાની બીજી જાતો ઉત્પન્ન થઇ, પરંતુ આ બાબત વિષે આપણે બહુ મહેનત લેવાની જરૂર નથી. જુદી જુદી જાતો પારખવાનો અગત્યનો રસ્તો એ છે કે આપણે તેમની ભાષાઓ શીખી લેવી. દરેક જાતને પોતાની જુદી ભાષા હતી, પરંતુ વખત જતાં એકજ ભાષામાંથી કેટલીય ભાષાઓ ઉત્પન્ન થઇ. આપણે આમાંથી સર્વસામાન્ય શબ્દો તરત જ ઓળખી કાઢી શકીએ અને દરેક ભાષા વચ્ચેનો સંબંધ જોઈ શકીએ.

જ્યારે આર્યો એશિયા અને યુરોપમાં પથરાઈ ગયા ત્યારે તેઓ એક બીજા સાથે સંબંધ રાખી શક્યા નહિ. તે દિવસોમાં તાર, ટપાલ અથવા ચોપડીઓ પણ ન હતી. આથી આર્યોની દરેક ટોળીએ એકની એકજ ભાષા જુદી રીતે બોલવા માંડી, અને છેવટે એ ભાષા મૂળ ભાષાથી તદ્દન જુદી જ જાતની થઇ ગઈ. આ કારણથી આપણે અત્યારે દુનિયામાં આટલી બધી ભાષાઓ જોઈએ છીએ.

આપણને માલમ પડશે કે અત્યારે આટલી બધી ભાષાઓ છે પણ મૂળ ભાષાઓ તો બહુ જ થોડી છે. દાખલા તરીકે જ્યાં જ્યાં આર્યો ગયા ત્યાં ત્યાં મૂળ ભાષા તો પહેલાંની જ રહી. સંસ્કૃત, લેટીન, ગ્રીક, ઈંગ્લીશ, ફ્રેન્ચ, જર્મન, ઈટાલિયન

અને બીજી કેટલીક ભાષાઓનું મૂળ તો આર્યની ભાષા જ છે. આપણી પણ કેટલીક ભાષાઓ જેવી કે હિન્દી, ઉર્દુ, બંગાળી, મરાઠી અને ગુજરાતી એ બધી સંસ્કૃત ભાષામાંથી ઉતરી આવી છે. આથી તેઓનું મૂળ આર્યન ભાષા જ છે.

આરબી તેમજ બીજી ભાષાઓ જુદા વર્ગમાં આવે છે.

તુર્કી અને જાપાની જેવી ભાષાઓને એક પણ વર્ગમાં મૂકી શકાય નહિ. દક્ષિણ હિન્દની પણ કેટલીક ભાષાઓ જેવી કે તામીલ, તેલુગુ, મલાયન અને કાનડીને પણ એકેય વર્ગમાં મૂકી શકાય નહિ. આ બહુ જ પુરાણી ભાષાઓ છે.

૧૦

## ભાષાઓનો સંબંધ.

કેવી રીતે આર્યો જુદા જુદા દેશમાં ફરી વળ્યા અને પોતાની ભાષા ત્યાં લઈ ગયા તે વિષે આપણે જોયું. પણ જુદી જુદી જાતની આબોહવાએ દરેક ટોળામાં ઘણો ફેરફાર કરી દીધો. દરેક ટોળાના જુદા જુદા રીતરિવાજ થઈ ગયા. તેઓ બીજા દેશમાં બીજાં ટોળાને મળી શકતા નહિ, કારણ કે તે સમયમાં મુસાફરી કરવી એ બહુ મુશ્કેલ કામ હતું આથી દરેક ટોળું બીજાથી જુદું પડી ગયું. જો કોઈ ભાગના લોકો કંઈક નવું જાણતા તોપણ તેઓ બીજા લોકોને કહી શકતા નહિં. આથી ફેરફારો થતા ગયા અને આર્યોનાં કુટુંબ વહેંચાઈ ગયાં. કદાચ તેઓ એમ પણ ભૂલી ગયા કે તેઓ એકજ કુટુંબના છે.

તેઓની એક ભાષામાંથી ઘણી ભાષાઓ ઉત્પન્ન થઈ અને એક બીજાથી પુષ્કળ જુદી પડવા લાગી.

જો કે તેમાં આટલું બધું જુદાપણું હતું છતાં તેમાં કેટલીક સામ્યતાઓ છે. અત્યારે પણ હજારો વર્ષો પછી આપણે દરેક ભાષામાંથી સામાન્ય શબ્દો કાઢી શકીએ અને કહી શકીએ કે પહેલાં આ બધી ભાષાઓનું મૂળ એકજ હતું. તું જાણે છે કે આવા કેટલાય સામાન્ય શબ્દો ફ્રેન્ચ તેમજ ઇંગ્લીશ ભાષામાં છે. આપણે બે ઘરગથ્થુ શબ્દો જેવા કે "પિતા" અને "માતા" લઈએ. હિન્દી અને સંસ્કૃતમાં તે 'पिता' અને 'माता' છે; લેટિનમાં "પૅટર" (pater) અને "મૅટર" (mater) છે; ગ્રીકમાં "પૅટર" (pater) અને "મીટર" (meter) છે; જર્મનમાં "ફૅટર" (vater) અને "મુત્તર" (mutter) છે; ફ્રેન્ચમાં "પીઅર" (pére) અને "મીઅર" (mère) છે; અને આવી જ રીતે દરેક ભાષામાં છે. શું તેઓ બધા એકજ જાતના જણાતા નથી? એક ભાષામાંથી ઘણા શબ્દો બીજી ભાષામાં લેવાય છે. ઇંગ્લીશમાંથી ઘણા શબ્દો હિન્દીમાં આવી ગયા છે તેમજ હિન્દીમાંથી પણ ઇંગ્લીશમાં કેટલાક શબ્દો ગયા છે. પરંતુ "પિતા" અને "માતા" એ નવા શબ્દો હોઈ શકે નહિ. પહેલેથી જ પિતા અને માતા હશે અને તેમને માટે અમુક શબ્દો વપરાયા જ હશે તેથી પિતા અને માતા એ શબ્દો મૂળથી જ હશે. આથી આપણે કહી

શકીએ કે આ શબ્દોનું મૂળ એક જ હોવું જોઈએ. અને આ ઉપરથી આપણને માલમ પડે છે કે જે લોકો બીજા દેશોમાં આપણાથી ઘણે દૂર રહે છે અને જેઓ જુદી જુદી ભાષાઓ વાપરે છે તેઓ એક દિવસ એક જ કુટુંબના હોવા જોઈએ.

તને માલમ પડશે કે ભાષાઓનો અભ્યાસ કેવો આનંદદાયક છે અને તે આપણને કેટલું બધું શીખવે છે. જો આપણે ત્રણ કે ચાર ભાષાઓ જાણીએ તો બીજી ભાષાઓ શીખવાનું સહેલું થઈ જાય છે.

તેં એમ પણ જોયું છે કે આપણામાંથી ઘણા કે જે અત્યારે બીજા દેશોમાં રહે છે તેઓ એક જ હતા. આપણે પછી ફેરવાતા ગયા અને અત્યારે આપણે જુના સંબંધ પણ ભૂલી ગયા છીએ. દરેક દેશના લોકો એમ ધારે છે કે તેઓ સૌથી સારા અને વધારેમાં વધારે હોંશિયાર છે અને બીજા લોકો તેમના જેટલા સારા નથી. અંગ્રેજ એમ ધારે છે કે તે અને તેનો દેશ સૌથી સુંદર છે. ફ્રાન્સનો માણસ પણ ફ્રાન્સ માટે ઘણો જ મગરૂર છે; જર્મન અને ઇટાલિઅન પોતાના દેશને ઘણો જ સારો માને છે; અને ઘણા હિંદીઓનું એમ પણ માનવું છે કે ઘણી રીતે જોતાં હિન્દ આખી દુનિયામાં સૌથી મોટો દેશ છે. આ બધું ખોટું છે. દરેક માણસ પોતાનું અને પોતાના દેશનું સારૂં ઇચ્છે છે; પરંતુ દરેક માણસનામાં કંઈક સારૂં હોય છે તેમજ કંઈક ખોટું પણ હોય છે. અને એવી જ રીતે એવો

કોઈ પણ દેશ નથી કે જેમાં કંઈક સારું અને કંઈક ખોટું ન હોય. આપણે જ્યાં કંઈક સારું જોઈએ ત્યાંથી તે ગ્રહણ કરી લેવું જોઈએ અને ખરાબ છોડી દેવું જોઈએ. આપણે અત્યારે હિંદ વિષે જ જોવાનું છે. દુર્ભાગ્યે એની દશા અત્યારે બહુ જ ખરાબ છે અને લોકો ગરીબ તેમજ દુઃખી છે. તેઓને તેમના જીવનમાં બીલકુલ મઝા નથી. આપણે એમને કેવી રીતે સુખી બનાવી શકીએ તે શોધી કાઢવાનું છે. આપણે આપણામાં શું સારું છે તે જોઈ તે રાખી મૂકવાનું છે અને આપણામાં જે ખરાબ હોય તે સદાને માટે છોડી દેવાનું છે. જો આપણને બીજા દેશોમાં કંઈક સારું માલમ પડે તો તે આપણે લઈ લેવાનું છે.

એક હિન્દી તરીકે આપણે હિન્દમાં રહી હિન્દ માટે કામ કરવાનું છે. પરંતુ આપણે એ ભૂલી ન જવું જોઈએ કે આપણે બધા એક મોટા કુટુંબના છીએ અને બીજા દેશના લોકો પણ આપણા ભાઈ સમાન છે. જો દુનિયાના બધા લોકો સુખી અને સંતોષી હોત તો કેવું સુંદર થાત! આથી આપણે આખી દુનિયાને સુખી કરવા પ્રયત્ન કરવાનો છે.



જૂના કાળમાંનું પેટે ચાલનાર એક પ્રાણી

૧૧

# સંસ્કૃતિ એટલે શું?

હું તને પહેલાંની પ્રગતિ વિષે કંઈક કહેવા માગું છું. પણ હું આ કહું તે પહેલાં આપણે પ્રગતિ એટલે શું એ વિષે વિચાર કરી લેવો જોઈએ. પ્રગતિ એટલે ખરાબ ટેવો છોડી દઈ સારી ટેવો પાડવી અથવા સુધારો કરવો. જંગલી-પણાથી ઉલટું તે પ્રગતિ.

અમુક માણસ અથવા સમાજ સુધરેલો છે અથવા જંગલી છે એ આપણે શી રીતે જાણી શકીએ? યુરોપના ઘણા માણસો એમ ધારે છે કે તેઓ બહુ જ સુધરેલા છે અને એશિયાના માણસો ઘણા જ જંગલી છે. યુરોપના લોકો એશિયાના લોકો કરતાં વધારે કપડાં પહેરે છે એટલે શું એ સુધરેલા છે? પરંતુ કપડાં એ આબોહવા ઉપર જ આધાર રાખે છે. ગરમ પ્રદેશનાં

માણસો ઠંડા પ્રદેશના માણસો કરતાં વધારે કપડાં પહેરે છે. અથવા શું એક પિસ્તોલવાળો માણસ હથિયાર વિનાના માણસ કરતાં વધારે બળવાન છે અને તેથી વધારે સુધરેલો છે? જો કે તે માણસ બળવાન હોય કે નહિ તોપણ એક નબળો માણસ તેને કાંઈ કહી શકે નહિ; કારણ કે તે માણસ જો કંઈક બોલે તો માર્યો જાય !

તું જાણે છે કે થોડાં જ વર્ષો ઉપર મહાન્ વિગ્રહ થયો હતો. ઘણાખરા દેશોનાં માણસ તેમાં રોકાયાં હતાં અને સૌકોઈ સામી બાજુના માણસોને મારવા પ્રયત્ન કરતા. અંગ્રેજો જર્મનોને મારવા પોતાનાથી બનતું કરતા, જ્યારે જર્મનો અંગ્રેજોને મારવા બનતો પ્રયત્ન કરતા. લાખો માણસ આ લડાઈમાં કપાઈ મુઆ અને હજારો અપંગ થઈ ગયા. કોઇક આંખો ખોઈ, કોઈકે પગ ખોયા, કોઈકે હાથ ખોયા, વગેરે વગેરે. તેં આવા ઘણા ઘવાએલા માણસો ફ્રાન્સમાં તેમજ બીજે સ્થળે જોયા હશે. પેરીસમાં તેમને માટે ખાસ સવડ કરવામાં આવી છે. તું એમ ધારે છે કે લોકો આ પ્રમાણે એક બીજાને મારી નાખે એ બહુ સારી ચીજ છે? જો બે માણસો પોળમાં લડાઈ કરે છે તો સિપાઈઓ તેમને જુદા પાડે છે અને લોકો તેને મૂર્ખાઈભરેલું કાર્ય માને છે. પરંતુ મોટા દેશો એક બીજા સાથે લડે અને હજારો અને લાખો માણસોને મારી નાખે એ કેટલું બધું મૂર્ખાઈભરેલું છે? એ જંગલમાં લડતા બે જંગલી માણસોના

જેવું છે. અને આ માણસો જો જંગલી કહેવાય તો જે દેશો આ પ્રમાણે વર્તે છે તે કેટલા બધા જંગલી કહેવાય ?

આ પ્રશ્ન વિચારતાં તું કહીશ કે ઈંગ્લેન્ડ, જર્મની, ફ્રાન્સ, ઇટાલી અને બીજા દેશો જે આ લડાઈમાં સામેલ થયા તે સુધરેલા નથી. તોપણ તું જાણે છે કે એ દેશોમાં પણ કેટલીક સુંદર વસ્તુઓ છે, તેમજ ત્યાં કેટલાક ઘણા જ સારા માણસો પણ છે.

તું એમ કહીશ કે ઉન્નતિ અથવા પ્રગતિ એટલે શું એ સમજવું અઘરું છે. અને ખરેખર તું આ બાબતમાં સાચી જ છે. આ બહુ જ અઘરો પ્રશ્ન છે. સુંદર મકાન, સુંદર ચિત્રો, પુસ્તકો અને સારી સારી વસ્તુઓ એ પ્રગતિની નિશાનીઓ છે. પરંતુ એક સારો, નિઃસ્વાર્થી અને જે દરેકના ભલા માટે બીજાં કામ કરે છે તેવો માણસ એ સારામાં સારી પ્રગતિની નિશાની છે. બીજા સાથે મળીને ભેગું કામ કરવું એ એકલા કામ કરવું એના કરતાં વધારે સારું છે, અને સર્વના ભલા માટે કામ કરવું એ સર્વોત્તમ છે.

૧૨

# ટોળીઓની જમાવટ

મેં તને આગલા પત્રોમાં કહ્યું છે કે જ્યારે માણસ પહેલવહેલો હયાતીમાં આવ્યો ત્યારે તે લગભગ પશુ જેવો જ હતો. ધીમે ધીમે હજારો વર્ષ પછી કંઈક અંશે તે વધારે સારો બન્યો. પહેલાં તે એકલે હાથે જ શિકાર કરતો હોવો જોઈએ. પછી તેને માલમ પડ્યું કે બીજા માણસો સાથે ટોળામાં ફરવું એ વધારે ડહાપણભરેલું અને સુગમ છે. જો બધા માણસો ભેગા રહે તો બળનું સંગઠન થાય, અને આ મોટા બળથી તેઓ જંગલી પશુઓ સામે તેમ જ બીજા લોકોના હુમલાઓ સામે બચાવ કરી શકે. પશુઓ પણ પોતાની સહી-સલામતી માટે ટોળામાં જ ફરે છે. ઘેટાં, બકરાં, હરણ અને હાથી પણ ટોળામાં જ ફરે છે. જ્યારે આખું ટોળું નિદ્રા લે છે

ત્યારે તેમાંનાં થોડાં જાગૃત રહીને બીજાં બધાંની સંભાળ રાખે છે. તેં વરૂઓનાં ટોળાંની વાતો વાંચી હોવી જ જોઈએ. રશિયામાં શિયાળામાં વરૂઓ ટોળાબંધ ફરે છે અને જ્યારે ભૂખ્યાં થાય છે ત્યારે બધાં એકી સાથે માણસો ઉપર હુમલો કરે છે. જુદું પડી ગએલું વરૂ ભાગ્યે જ માણસ ઉપર હુમલો કરે છે, પરંતુ વરૂઓનું ટોળું માણસો ઉપર હુમલો કરવાને શક્તિવાન બને છે. માણસોને આ હુમલાથી કેટલીક વખત તો નાસવું પડે છે, અને કેટલીક વાર તો વરૂઓને તથા બરફમાં ફરતી સ્લેજ ગાડીમાં બેઠેલા માણસને શરત ચાલે છે!

આ રીતે પહેલાંના લોકોએ જે ઉન્નતિનું પહેલું પગથિયું માંડ્યું તે બધાંને ટોળામાં ભેગા રહેવાનું હતું. આ ટોળીઓએ ભેગું કામ કરવા માંડ્યું, અને આથી એક બીજા સાથે સહકાર વધવા માંડયો. દરેક માણસ પોતાની ટોળી વિષે પ્રથમ વિચારતો. જો ટોળી ભયમાં આવતી તો દરેક માણસને તેને માટે લડવું પડતું; અને જો કોઈ માણસ પોતાની ટોળી માટે કામ કરતો નહિ તો તેને ટોળીમાંથી હાંકી કાઢવામાં આવતો.

હવે જો માણસ ભેગાં કામ કરે તો તેમણે અમુક નિયમો પ્રમાણે વર્તવું જોઈએ. જો દરેક માણસને પોતાનું ધાર્યું કરવાનું હોય તો આ ટોળી નભી શકે જ નહિ. આથી કોઈને તેના નાયક થવું રહ્યું. પશુઓનાં ટોળાંનો પણ કોઈક તો ઉપરી હોય છે જ. માણસોની ટોળીઓએ પણ તેમનામાં સૌથી બળવાન

માણસને પોતાનો નાયક નીમ્યો. તેમને અતિશય લડવાનું હતું તેથી જ સૌથી બળવાન માણસને નાયક નીમવામાં આવતો.

જો ટોળીમાંના માણસો તેમના જ માણસો સાથે લડે તો ટોળી તરત જ ભાંગી જાય, તેથી માંહોમાંહે લડવાનું બંધ થયું. ટોળીઓના નાયકોએ જ આ બંધ કરાવ્યું. અલબત્ત, એક ટોળી બીજી સાથે લડી શકતી અને લડતી પણ ખરી.

જે પહેલી ટોળી બની હશે તેમાં ઘણાં કુટુંબ હોવાં જોઈએ. તેમાંનાં બધાં માણસોને એક બીજા સાથે સંબંધ હતો. જ્યાંસુધી આ ટોળી ઘણી જ મોટી થઈ ત્યાંસુધી કુટુંબો વધતાં જ ગયાં.

પહેલાંના વખતમાં જ્યારે આવી ટોળીઓની શરૂઆત થઈ નહિ હોય ત્યારે માણસોને એકલા રહેવું ઘણું કઠિન થઈ પડ્યું હશે. તેમની પાસે રહેવાને ઘર ન હતાં, પહેરવાને થોડાંક ચામડાં સિવાય બીજી કોઈ જાતનાં કપડાં ન હતાં, અને દરેક માણસને બીજા સાથે લડવાનું ચાલુ જ રાખવું પડતું. એને પોતાનો દરરોજનો ખોરાક મેળવવાને માટે પશુઓનો શિકાર કરવો પડતો, અથવા તો ફળ ભેગાં કરવાં પડતાં. તે જાણતો જ હોવો જોઈએ કે હરેક સ્થળે તેના દુશ્મનો હતા. કુદરત પણ તેને દુશ્મન જેવી જ લાગતી; કારણ કે તે વખતે ધરતીકંપ થતા, બરફ પડતો અથવા વરસાદ પડતો. એ ગુલામ જેવો માણસ દરેક વસ્તુથી બીતો. જો આકાશમાંથી કરા પડતા તો

તે એમ સમજતો કે ઈશ્વર આકાશમાં રહ્યો રહ્યો તેને મારવાનો પ્રયત્ન કરે છે! એ એનાથી બીઈને જે માણસ વરસાદ અથવા બીજી વસ્તુઓ પૃથ્વી ઉપર મોકલે છે તેને ખૂશ કરવા મથતો. તે કેવી રીતે તેને ખૂશ કરી શકે? તે બહુ જ હોંશિયાર અથવા મગજશક્તિવાળો ન હતો. તેણે એમ ધાર્યું હશે કે આકાશમાંનો ઈશ્વર તેના જેવો જ હશે અને તેને ખાવાનું જ ગમતું હશે. આથી તે કોઈ પશુને મારતો અથવા તેનું માંસ ભેગું કરી કોઈક જગ્યાએ ઈશ્વરને ખાવા માટે મૂકતો! અને તે એમ ધારતો કે આ રીતે વરસાદ તેમ જ કરાને અટકાવી શકશે!

આપણે કેવી રીતે વરસાદ, બરફ અથવા ધુમ્મસ પડે છે તે જાણતા હોવાથી આ લોકોને મૂર્ખા માનીએ છીએ, કારણ કે પશુઓને મારવાથી આમાં કાંઇ વળે એમ નથી. અત્યારે પણ એવા કેટલાક અણસમજુ માણસો છે કે જેઓ આ બધી કુદરતની લીલા શી રીતે બને છે તે બીલકુલ જાણતા નથી.

૧૩

# ધર્મની શરૂઆત અને કામની વહેંચણી

મારા છેલ્લા પત્રમાં મેં તને કહ્યું કે પહેલાંના માણસો દરેક વસ્તુથી બીતા અને એમ ધારતા કે ગુસ્સે થએલા અને અદેખા દેવો તેમની ઉપર જુલમ ગુજારે છે. આ કલ્પિત દેવોનાં તેઓ પર્વતોમાં, નદીઓમાં અને સર્વ ઠેકાણે દર્શન કરતા. ઈશ્વરને તેઓ સારા પુરૂષ તરીકે ઓળખતા નહિ, પરંતુ તેને તેઓ બહુ અદેખા માણસ તરીકે ઓળખતા. તેઓ તેનાથી બીતા અને કોઈપણ રીતે દેવોને રીઝવવા પ્રયત્ન કરતા. બનતા સુધી તેઓ તેને ખોરાક આપીને જ રીઝવવા પ્રયત્ન કરતા. જો કોઈક વખત અકસ્માત થતો અથવા પૂર આવતું તો તેઓ એમ સમજતા કે દેવો તેમની ઉપર બહુ જ ગુસ્સે થયા છે. આથી તેઓ તેમને ખૂશ કરવા પોતાના કુટુંબનો પણ ભોગ

આપવા તૈયાર બનતા. આ આપણને બહુ જ ભયંકર લાગે છે. પરંતુ બીનેલો માણસ ગમે તે કરી શકે છે.

આ રીતે ધર્મની શરૂઆત થએલી હોવી જોઈએ. અને ધર્મ બીક રૂપે દાખલ થયો. તું જાણે છે કે ધર્મ આપણને ઘણી સારી સારી વસ્તુઓ કહે છે. જ્યારે તું મોટી થઈશ ત્યારે તું આખી દુનિયાના ધર્મો વિષે અને ધર્મને નામે જે સારી અને નરસી ચીજો થાય છે તે વિષે વાંચીશ. ધર્મ કેવી રીતે શરૂ થયો તે જાણવું બહુ મઝાનું છે. પાછળથી આપણે જોઈશું કે તે કેવી રીતે ચારે તરફ ફેલાયો. જો કે તેનો પુષ્કળ ફેલાવો થયો છે તો-પણ અત્યારે આપણે જોઈએ છીએ કે લોકો ધર્મના નામે એક બીજા સાથે લડી મરે છે. બીજા કેટલાક લોકો કાલ્પનિક વસ્તુ-ઓને ખૂશી કરવા મથે છે અને તે માટે નિર્દોષ પશુઓનો ભોગ આપે છે.

પહેલાંના માણસોને સખત જિંદગી ગાળવી પડતી. તેને દરરોજ પોતાનો ખોરાક મેળવવો પડતો અથવા ભૂખ્યા રહેવું પડતું. કોઈ પણ માણસને અમુક દિવસનો ખોરાક ભેગો કરી એટલા દિવસ કંઈ કામ કર્યા સિવાય બેસી રહેવું અશક્ય હતું.

જ્યારે ટોળીઓની શરૂઆત થઈ ત્યારે માણસોને માટે કંઈક કામ સહેલું થયું. ટોળીના બધા માણસો એક માણસ મેળવે એના કરતાં વધારે ખોરાક મેળવી શકતા. તું જાણે છે કે ભેગા મળીને કામ કરવાથી જે વસ્તુઓ આપણે એકલા ન

કરી શકીએ તે સહેલાઈથી કરી શકાય છે. એક અથવા બે માણસ ભારે બોજો લઈ ના શકે, જ્યારે અમુક માણસોનો સમૂહ જલદીથી તે બોજો ઉપાડી શકે છે. સંસ્કૃતિનું બીજું મોટું ચિહ્ન ખેતીવાડી. તું જાણીને ખૂશ થઈશ કે કેટલીક કીડીઓ પણ ખેતીવાડીનું કામ કરે છે. અલબત્ત, હું એમ કહેવા નથી માગતો કે કીડીઓ ખેતી કરે છે, વાવે છે અને પાક લણે છે. પરંતુ ઘણુંખરું તેઓ નીચે પ્રમાણે કરે છે. જો તેમને કંઈક નાનું દાણાવાળું તણખલું મળે છે તો તેઓ એમાંથી દાણા છુટા પાડી લે છે. આથી આ દાણા લાંબો વખત સુધી એની એજ સ્થિતિમાં રહે છે.

કદાચ માણસોએ પણ પહેલાં આ પ્રમાણે કર્યું હશે. ત્યારે તેઓ ખેતીવાડી શું છે તે સમજતા નાહ. આ સમજતાં કેટલીય સદીઓ વીતી ગઈ હશે.

ખેતીવાડીનું કામ જાણતાં તેમને ખોરાક મેળવવો સહેલો થઈ પડયો. માણસોને આખો વખત શિકાર કરવાનું બંધ થઈ ગયું. આથી તેમનું જીવન સરળ થવા લાગ્યું. ત્યાર બાદ બીજો એક ખાસ બનાવ બન્યો. ખેતીવાડીની શોધ પહેલાં દરેક માણસ શિકારી હતો. માણસોને તે વખતે એજ કામ હતું. સ્ત્રીઓ ઘણું કરીને છોકરાંની સંભાળ રાખતી અથવા તો ફળ ભેગાં કરતી. પરંતુ જ્યારે ખેતીનું કામ દાખલ થયું ત્યારે જુદી જુદી જાતનાં કામ આવી પડયાં. ખેતરમાં કામ હતું, શિકાર

કરવાનો હતો અને ઢોર પાછળ પણ દેખરેખ રાખવાની હતી. આથી સ્ત્રીઓ ઢોર પાછળ દેખરેખ રાખતી અને ગાયો દો'તી. દરેક માણસ જુદી જુદી જાતનું કામ કરતો.

અત્યારે તું આ દુનિયામાં દરેક માણસને અમુક જુદી જુદી જાતનું કામ કરતાં જુએ છે. કોઈ માણસ વૈદ્ય હોય છે તો કોઈ ઈજનેર હોય છે; કોઈ લુહાર હોય છે તો કોઈ સુથાર હોય છે; કોઈ કડીઓ હોય છે તો કોઈ દરજી કે મોચી હોય છે. અને આવી જ રીતે બીજા માણસો પણ કોઈ ને કોઈ ધંધે બાઝેલા હોય છે. દરેક માણસને પોતાનો ધંધો હોય છે. આથી બીજા ધંધાઓ વિષે તે બહુ જાણતો નથી. આને કામની વહેંચણી કહેવામાં આવે છે. જો કોઈ માણસ એક જ વસ્તુ સારી રીતે પાર પાડવા માગે તો તે ઘણી વસ્તુઓ પાર પાડવાના પ્રયત્ન કરતાં વધારે સારી રીતે પાર પાડી શકે છે.

આમ ખેતીવાડીની શરૂઆત પછીની જુની જાતોથી જ કામની વહેંચણી શરૂ થઈ છે.

૧૪

# ખેતીકામથી થએલા ફેરફાર

મેં તને મારા છેલ્લા પત્રમાં કામની વહેંચણી વિષે કેટલુંક કહ્યું. પહેલાં જ્યારે માણસ હયાતીમાં આવ્યા ત્યારે તેમનું જીવન શિકાર ઉપર જ નભતું, અને તે વખતે કામની વહેંચણી બહુ જ થોડી હતી. દરેક માણસ શિકાર કરતો અને મહા મહેનતે પોતાનું ગુજરાન ચલાવતો. આ વખતે સ્ત્રીઓ અને માણસો વચ્ચે કામની વહેંચણી નીચે પ્રમાણે થઈ: માણસો શિકાર કરતા અને સ્ત્રીઓ ઘેર રહી છોકરાંની તેમ જ પાળેલાં પશુઓની સંભાળ રાખતી.

જ્યારે લોકો ખેતીવાડી શીખ્યા ત્યારે ઘણી નવી ચીજો ઉત્પન્ન થઈ. કેટલાક લોકો શિકાર કરતા, બીજા ખેતરની સંભાળ

રાખતા અને ખેતી કરતા. પછીથી જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ લોકો નવા ધંધા શીખ્યા અને તેમાં પ્રવૃત્ત થવા લાગ્યા.

ખેતીનું બીજું પરિણામ એ આવ્યું કે લોકોએ ગામડાં અને શહેરોમાં રહેવાનું શરૂ કર્યું. ખેતીની શરૂઆત પહેલાં લોકો ભટકતા અને શિકાર કરતા. તેમને તે વખતે એક જ જગ્યામાં રહેવાની જરૂર ન હતી. તેઓ જ્યાં જતા ત્યાં શિકાર કરી શકતા. તેઓની પાસે ગાયો, ઘેટાં અથવા બીજાં પશુઓ હતાં, એટલે તેમને એક સ્થળેથી બીજે સ્થળે જવું પડતું. આ પશુઓને મોટાં ઘાસનાં મેદાન જોઈએ કે જ્યાં તેઓ સારી રીતે ચરી શકે. જો તેઓ એક જ જગ્યાએ ચરે તો ત્યાં ઘાસ ખૂટી જાય અને આથી આ લોકોને એક જગ્યાએથી બીજી જગ્યાએ જવું પડતું.

જ્યારે ખેતીનું કામ શરૂ થયું ત્યારે લોકોને પોતાનાં ખેતરોની નજીક જ રહેવું પડયું. જે જમીન તેઓ ખેડતા અને જેમાં તેઓ વાવતા તે જમીન તેઓ છોડી શકતા નહિ. આથી તેઓ ત્યાંજ રહેતા અને આ રીતે શહેરોમાં અને ગામડાંઓમાં વસવાટ શરૂ થયો.

ખેતીવાડીથી લોકોનું જીવન પણ સરળ થયું. આખો વખત શિકારમાં ગાળવા કરતાં ખેતી કરવી એ વધારે સહેલી હતી. આથી તેમને થાક ખાવાનો પણ વખત મળતો.

જમીનમાંથી અનાજ પણ વધારે મળવા લાગ્યું અને તે વધેલું અનાજ આ લોકો સંભાળપૂર્વક સંઘરી રાખતા.

જ્યારે માણસ શિકાર કરતો ત્યારે તે કાંઈ પણ બચાવી શકતો નહિ. તેને પૈસા મૂકવાને અથવા બીજી વસ્તુઓ મૂકવાને કોઈ પણ સ્થાન હતું નહિ. રોજનો ખોરાક તેને શિકાર કરીને જ મેળવવો પડતો. ખેતી કરવાથી એક વખત ચાલે એના કરતાં વધારે અનાજ તે મેળવી શકતો અને વધેલું અનાજ ભેગું કરી શકતો.

તું જાણે છે કે અત્યારે લોકો મોટી પેઢીમાં પોતાના પૈસા મૂકે છે. આ પૈસા ક્યાંથી આવે છે? તું એ વિષે વિચાર કરીશ તો તને માલમ પડશે કે લોકો પાસે તેઓ વાપરી શકે તે કરતાં પણ વધારે પૈસા હોવાથી પેઢીમાં મૂકે છે. અત્યારે પૈસાદાર માણસો એ જ છે કે જેણે અત્યાર સુધી પૈસા ભેગા કરી રાખ્યા છે. ગરીબ માણસો આવી રીતે પૈસા બીલકુલ ભેગા કરી શકતા નથી. પૈસાદાર માણસ બીજા કરતાં વધારે કામ કરે છે એટલે આમ નથી. પરંતુ આજના જમાનામાં તો જે માણસ બીલકુલ કામ કરતો નથી તે વધારે પૈસા ભેગા કરી શકે છે, જ્યારે અતિશય કામ કરનાર માણસ કંઈ પણ ભેગું કરી શકતો નથી! આ બહુ જ મૂર્ખાઈભરેલી ગોઠવણ લાગે છે. ઘણા લોકો એમ ધારે છે કે આવી ગોઠવણને લીધે જ અત્યારે ઘણા માણસો ગરીબ છે. તારે માટે સમજવાને

આ બાબત જરા અઘરી છે, જે તું મોટી ઉમ્મરે સમજી શકશે.

આ ઉપરથી જણાશે કે ખેતીવાડીથી જરૂર પૂરતા અનાજ કરતાં પણ વધારે અનાજ પેદા થયું. એ અનાજનો સંગ્રહ કરવામાં આવ્યો. તે કાળમાં સિક્કા હતા નહિ. જેમની પાસે વધારે અનાજ અથવા ગાયો, ઘેટાં કે ઊંટ હતાં તેજ પૈસાદાર કહેવાતાં.

૧૫

# કુલપતિ

પહેલાંના વખતનું જીવન અત્યારના કરતાં વધારે સાદું હતું. આપણે આપણા જીવનના તેમ જ આખા સમાજના ફેરફારો સમજવા પ્રયત્ન કરીશું તો અત્યારની ઘણી વસ્તુઓ સમજાશે. અને જો આપણે એ સમજવા પ્રયત્ન નહિ કરીએ તો આપણી આજુબાજુ શું બને છે તે આપણે સમજી શકીશું નહિ, અને આપણી સ્થિતિ જંગલમાં ખોવાએલાં છોકરાં જેવી થઈ પડશે.

તેં મને રાજાઓ કોણ હતા અને તેઓ શાથી રાજા બન્યા એ વિષે મસુરીમાં પૂછેલું એ તને યાદ હશે. આપણે એ વખતમાં સહેજ ડોકીયું કરીએ. પહેલેથી જ તેમને રાજા કહેવામાં આવતા નહિ. આપણે જો એમના વિષે થોડું ઘણું જાણવા ઇચ્છીશું તો તેમનું મૂળ આપણને જડી આવશે.



મેમોથ-રાક્ષસી કદનો હાથી.

મેં તને જુદી જુદી જાતોની હયાતી વિષે જણાવી દીધું છે. જ્યારે ખેતીનું કામ શરૂ થયું ત્યારે કામની વહેંચણી થઈ અને ટોળીમાંના કેટલાક માણસોને કામની વ્યવસ્થા કરવાની જરૂર પડી. આ પહેલાં પણ ટોળીઓને બીજી ટોળીઓ સાથે લડવાને કોઈક ઉપરીની જરૂર પડતી. ઘણું કરીને ઘરડા જ માણસને આ પદ આપવામાં આવતું. તે કુલપતિ કહેવાતો. તે ઘરડામાં ઘરડો માણસ હતો એટલે તે બહુ જ ટેવાઈ ગએલો અને સુજ્ઞ પુરૂષ મનાતો. ટોળીના બીજા માણસો કરતાં એ બહુ જુદો પડતો નાહ. તે બીજાઓ સાથે કામ કરતો. એ અનાજ પાકતું તે બધું દરેકને સરખે ભાગે વહેંચી દેવામાં આવતું. દરેક વસ્તુ ટોળીની જ માલીકીની હતી. અત્યારે જેમ દરેક માણસને જુદું ઘર હોય છે, જુદા પૈસા હોય છે, અને બીજી ઘણી પોતાની ચીજો હોય છે તેમ તે વખતે ન હતું. જે કોઈ માણસ કંઈ પણ કમાતો તે બધાને સરખે ભાગે વહેંચી દેવામાં આવતું. આ વહેંચણીનું કામ કુલપતિ અથવા તો વ્યવસ્થાપક કરતો.

પરંતુ ધીમે ધીમે ફેરફારો થવા લાગ્યા. ખેતીવાડીને લીધે ઘણાં જ કામ વધી ગયાં અને કુલપતિને એનો ઘણોખરો વખત વ્યવસ્થા કરવામાં તેમ જ બધાં બરાબર કામ કરે છે કે નહિ તે જોવામાં જ ગાળવો પડતો. પછીથી ધીમે ધીમે કુલપતિએ લોકોનું સામાન્ય કામ કરવાનું છોડી દીધું. આ

રીતે તે બીજા લોકોથી જુદો પડયો. હવે અહીંથી નવી જાતની કામની વહેંચણી શરૂ થાય છે. કુલપતિ હવે વ્યવસ્થા કરતો અને લોકોને હુકમ આપતો; અને બીજા માણસો ખેતરોમાં કામ કરતા, શિકાર કરતા, લડાઈ લડતા તેમ જ પોતાના ઉપરીના હુકમો પાળતા. જો કોઈ બે ટોળીઓ વચ્ચે લડાઈ જામતી તો તે વખતે કુલપતિનો ભાવ વધી જતો: કારણ કે લડાઈના વખતમાં નાયક સિવાય કોઈ પણ બરાબર લડી શકતું જ નહિ. આથી કુલપતિ વધારે બળવાન બનવા લાગ્યો.

જેમ વ્યવસ્થાનું કામ વધવા માંડ્યું તેમ કુલપતિ પોતે એકલે હાથે તેની ઉપર બરાબર ધ્યાન આપી શકતો નહિ. તેણે પોતાને મદદ કરવા બીજા કેટલાક માણસોની પસંદગી કરી. આ રીતે વ્યવસ્થાપકોની સંખ્યા વધી તોપણ તે બધાનો નાયક તો કુલપતિ જ રહ્યો. પછી આખી ટોળી વ્યવસ્થાપકો તેમ જ સાધારણ કામ કરનારા લોકોમાં વહેંચાઈ ગઈ. વ્યવસ્થાપકોને સામાન્ય કામ કરનારા માણસોને હુકમ આપવાની સત્તા આપવામાં આવી હતી. આ રીતે હવે બધા માણસો એક જ પદવીના રહ્યા નહિ.

આપણે આવતા પત્રમાં કુલપતિની કેવી રીતે ચડતી થઈ તે જોઈશું.

૧૬.

# કુલપતિ–તેનું વધવું.

મને આશા છે કે આ જુની ટોળીઓના તેમજ કુલ-પતિના અહેવાલ તને રમુજ વિનાના નહિ લાગતા હોય

મેં તને આગલા પત્રમાં કહ્યું કે ગમે તે વસ્તુ એ આખી ટોળીની જ માલીકીની હતીઃ તે અમુક માણસની ન હતી. ટોળીના એક ભાગીદાર તરીકે જ તે દરેક વસ્તુ બધાની માફક સરખે ભાગે મેળવતો. તેમાં એક વ્યવસ્થાપક હતો અને તે ટોળીની મિલ્કત ઉપર દેખરેખ રાખતો. જેમ તેની શક્તિ વધતી ગઈ તેમ તેણે વિચાર્યું કે આ બધી મિલ્કત પોતાની છે, અને તેમાં ટોળીનું કંઈ નથી. અથવા તેણે એમ ધાર્યું હશે કે તે ટોળીનો ઉપરી પોતે હોઈ ટોળીનો પ્રતિનિધિ છે. આ રીતે અમુક વસ્તુઓ પોતાની માલિકીની છે એમ સમજવાનો વિચાર

અહીંથી શરૂ થાય છે. અત્યારે આપણે ધારીએ છીએ અને વાતો પણ કરીએ છીએ કે આ મારૂં છે અથવા આ તારૂં છે. પરંતુ મેં તને પહેલાં કહ્યું છે તેમ પહેલાંની ટોળીઓના માણસો આવું ધારતા નહિ. તે વખતે બધી જ માલમિલ્કત આખી ટોળીની હતી.

જ્યારે કુલપતિનું મરણ થતું ત્યારે ટોળીના બધા માણસો ભેગા થતા અને બીજા માણસની પસંદગી કરતા. પરંતુ ઘણું કરીને તેનું કુટુંબ જ વ્યવસ્થા કરવાનું કામ બહુ જ સારી રીતે જાણતું. આથી એમ બન્યું કે કુલપતિના મરણ પછી એના જ કુટુંબના કોઈ માણસની પસંદગી કરવામાં આવતી. આ રીતે આ કુટુંબ બીજા કુટુંબો કરતાં જુદું પડ્યું, અને એજ કુટુંબમાંથી કોઈ માણસ કુલપતિ તરીકે ચુંટાવા લાગ્યો. હવે કુલપતિ પાસે અગાધ શક્તિ આવી. કુદરતી રીતે જ તે પોતાનો ભાઈ અથવા પુત્ર પોતાની પાછળ કુલપતિ તરીકે આવે એ માટે બનતો પ્રયાસ કરતો. આ ઈચ્છા પૂરી પાડવા માટે તે પોતાના ભાઈ અથવા પુત્રને આ બાબતની કેળવણી આપતો. ટોળીના માણસોને કદાચ પહેલાં આ નહિ ગમ્યું હોય, પરંતુ પાછળથી તેઓ આ બાબતથી ટેવાઈ ગયા અને કુલપતિનું કહેવું કરવા લાગ્યા. પછી ત્યાં કુલપતિની પસંદગી જ ન થતી. કુલપતિ પોતાની પાછળ આવનાર માણસને નક્કી કરી જતો અને તે જ માણસ આ પદ પ્રાપ્ત કરતો.

આ રીતે આ પદ એક જ કુટુંબમાં સ્થાયી થવા માંડયું. પછી કુલપતિને એવી જ ખાત્રી થઈ ગઈ કે બધી વસ્તુઓ પોતાની જ હતી, અને બધી વસ્તુઓનો એ કબજો કરી લેતો. જ્યારે તે મરણ પામતો ત્યારે પણ તે વસ્તુઓ પોતાના ઘરમાં જ રહેતી. કેવી રીતે 'મારા' અને 'તારા' વિષેનો વિચાર શરૂ થયો તે પણ આપણે જોયું. પહેલાંના વખતમાં આવું કંઈ હતું જ નહિ. બધા માણસો પોતાને માટે નહિ પરંતુ આખી ટોળીને માટે જ કામ કરતા. જો તેઓ કંઈ પણ સારી ચીજ મેળવતા અથવા વધારે અનાજ પેદા કરતા તોપણ તે બધું દરેકને સરખે ભાગે જ વહેંચી દેવામાં આવતું. આ ટોળીમાં કોઈ ગરીબ અથવા કોઈ તવંગર ન હતો. બધાય માણસો ટોળીની તમામ ચીજોના સરખા ભાગીદાર હતા.

પરંતુ જ્યારથી કુલપતિએ ટોળીને લગતી વસ્તુઓ પોતાની કરી દેવા માંડી ત્યારથી લોકો ગરીબ કે પૈસાદાર થવા લાગ્યા.

આ વિષે બીજું કેટલુંક હું મારા આવતા પત્રમાં કહીશ.

૧૭

# કુલપતિ રાજા તરીકે.

મેં તને કેવી રીતે રાજા હયાતીમાં આવ્યા અને તેઓ કોણ હતા તે કહેવાનું વચન આપ્યું હતું. હવે આપણે રાજાઓનો ઇતિહાસ સમજવાને કુલપતિ વિષે જાણવું જોઈએ. તેં અનુમાન કર્યું હશે કે આ કુલપતિઓ પાછળથી રાજાઓ અને મહારાજાઓ થયા. કુલપતિ તે વખતે તો ટોળીનો દોરનાર તથા તેનો રક્ષક હતો.

જ્યારે કુલપતિનું પદ વંશજોમાં જ રહેવા લાગ્યું ત્યારે રાજામાં અને તેનામાં બહુ ફેર ન રહ્યો. પાછળથી તે રાજા થયો. અને આ રાજાઓને એવો ખોટો ખ્યાલ પેસી ગયો કે દેશમાં જે કંઈ હતું તે પોતાનું જ હતું. તેઓ ભૂલી ગયા કે લોકો તરફથી વ્યવસ્થા કરવા અને અનાજની તેમ જ બીજી વસ્તુ-

ઓની વહેંચણી કરવા તેમને પસંદ કરવામાં આવ્યા હતા. તેઓ એમજ ધારતા કે દેશના બધા માણસો તેમના ગુલામ છે.

આગળ તું જોઈશ કે તેમણે એમ ધાર્યું કે તેમને પસંદ કરવામાં લોકોને કોઈ પણ જાતનો હક્ક નથી, ઈશ્વરે જ તેમને રાજા બનાવ્યા છે. અને તેઓ તેને 'ઈશ્વરી હક્ક' કહેતા. ઘણા વખત સુધી તેમણે આવી ગેરવર્તણુક ચલાવી. જ્યારે લોકો ભૂખે મરતા ત્યારે કુલપતિ પુરેપુરા ભપકામાં રહેતા. છેવટે પ્રજા આ સાંખી શકી નહિ અને કેટલાક દેશોમાંથી તો એમને હાંકી પણ કાઢવામાં આવ્યા. આગળ કેવી રીતે ઇંગ્લેન્ડની પ્રજાએ ચાર્લ્સ પહેલાને હાંકી પણ કાઢયો ને મોતની સજા કરી; કેવી રીતે ફ્રાન્સના લોકોએ પરિવર્તન કર્યું, અને રાજાની બીલકુલ જરૂર નહિ હોવાનું નક્કી કર્યું, તે પણ તું વાંચીશ. અત્યારે પણ પેરીસની જેલમાં રાજાના કુટુંબને રાખવામાં આવ્યું છે. રશિયાએ કેવી રીતે પરિવર્તન કર્યું, ને કેવી રીતે તે લોકોએ ત્યાંના રાજા 'ઝાર'ને કાઢી મૂકયો, તે તું વાંચીશ અને જાણીશ.

આ રીતે અત્યારે ઘણા દેશોમાં રાજાને સ્થાન જ નથી. ફ્રાન્સમાં, જર્મનીમાં, રશિયામાં, સ્વીટ્ઝરલાન્ડમાં, અમેરિકામાં, ચીનમાં અને બીજા કેટલાક દેશમાં પણ રાજાઓ છે જ નાહ. આ બધાં પ્રજાસત્તાક રાજ્યો છે, એટલે કે પ્રજા નેતાઓની તેમ જ વ્યવસ્થાપકોની પસંદગી પોતાની મેળે જ કરે છે. આ નેતાઓને આ પદ વંશપરંપરા આપવામાં આવતું નથી.

અત્યારે પણ ઈંગ્લેન્ડમાં રાજા છે પરંતુ તેને બીલકુલ સત્તા નથી. બધી સત્તા પાર્લામેન્ટને છે કે જેમાં લોકોના જ ચૂંટી કાઢેલા સભ્યો હોય છે.

હજુ પણ હિન્દમાં રાજા મહારાજાઓ તથા નવાબો છે. તું તેમને સારાં સારાંકપડાં પહેરતા, સરસ મોટરોમાં ફરતા અને પોતાની પાછળ પુષ્કળ પૈસા ખરચતા જુએ છે. તેઓ આ બધા પૈસા કયાંથી મેળવે છે? આ પૈસા તેઓ લોકો ઉપર કર નાખીને મેળવે છે. પૈસા લોકોને મદદ કરવામાં વપરાય એ હેતુથી કર નાખવામાં આવે છે. નિશાળો વધારીને, દવાખાનાં, વાંચનાલયો તથા સંગ્રહસ્થાનો સ્થાપીને, સારા રસ્તા બનાવીને તેમ જ લોકોના કલ્યાણાર્થે બીજી વસ્તુઓ દાખલ કરીને લોકોને મદદ કરી શકાય. પરંતુ આપણા રાજા મહારાજાઓ આ બાબત ઉપર બીલકુલ લક્ષ આપતા નથી, અને તે પૈસા પોતાના ખર્ચ માટે વાપરે છે. પ્રજા સખત કામ કરવા છતાં પણ ભૂખે મરે છે, જ્યારે આ રાજા મહારાજાઓ એશઆરામમાં ગુલતાન બને છે. પ્રજાનાં બાળકોને ભણવા માટે પુરતી નિશાળો પણ નથી હોતી.

૧૮

# પહેલાંની સંસ્કૃતિ.

આપણે રાજાઓ તેમજ કુલપતિઓ વિષે જાણ્યું. હવે આપણે સહેજ પાછા જઈએ અને પહેલાંના લોકોના કેટલાક સુધારા જોઈએ.

જો કે આપણે આ લોકો વિષે બહુ જાણતા નથી છતાં 'પાષાણ-યુગ' અને 'નૂતન પાષાણ-યુગ'ના માણસો કરતાં વધારે જાણીએ છીએ. અત્યારે પણ હજારો વર્ષ પહેલાંનાં મોટાં નાશ પામેલાં મકાનો આપણે જોઈએ છીએ. અને આ મકાનો, મંદિરો તેમજ મહેલો જોતાં પહેલાંના લોકો કેવા હતા અને તે શું કરતા હતા તે વિષે આપણે જાણી શકીએ છીએ. આમાંથી આપણને આ વખતનાં મકાનોની કોતરણી ઉપયોગી છે. એ ઉપરથી ત્યાંના લોકો કેવી જાતનાં કપડાં પહેરતા તેમજ બીજી કેટલીક વસ્તુઓ આપણને માલમ પડે છે.

માણસોએ પહેલાં ક્યાં વસવાટ કર્યો હશે એ વિષે આપણે ચોક્કસ ના કહી શકીએ. કેટલાક લોકો કહે છે કે પહેલાં ઍટલૅંટિક મહાસાગરમાં 'ઍટલૅંટિક' નામે એક દેશ હતો. એમ કહેવાય છે કે આ દેશના લોકો ઘણા જ સુધરેલા હતા. પરંતુ આ આખો દેશ ઍટલૅંટિક મહાસાગરને લીધે પાયમાલ થઈ ગયો છે, અને અત્યારે એનો એક પણ ભાગ સારી સ્થિતિમાં નથી. આપણને આવી વાતો મળે છે પરંતુ તેની કંઈ સાબીતિ આપણી પાસે નથી. એટલે આપણે આ વાત આટલેથી જ છોડી દઈએ છીએ.

એમ પણ કહેવાય છે કે પહેલાં અમેરિકા એક સુધરેલો દેશ હતો. તું જાણે છે કોલંબસે અમેરિકા શોધ્યો હતો. પરંતુ આની ઉપરથી એમ સમજવાનું નથી કે કોલંબસ પહેલાં અમેરિકા હયાતીમાં જ ન હતો. આ ઉપરથી એમજ સમજવાનું છે કે જ્યાં સુધી કોલંબસે અમેરિકા શોધ્યો ન હતો ત્યાં સુધી યુરોપના લોકો તેને વિષે કંઈપણ જાણતા ન હતા. કોલંબસના ગયા પહેલાં ત્યાં કેટલાય સુધરેલા લોકો રહેતા હતા. ત્યાં આપણને કેટલાય અવશેષો માલમ પડે છે. આ ઉપરથી આપણે ચોક્કસ કહી શકીએ કે ત્યાં જુના વખતમાં સુધરેલી પ્રજા રહેતી હતી. આપણે અત્યારે એ વિષે બહુ જાણતા નથી. યુરેશિયાના*

* યુરોપ અને એશિયા ભેગો મળીને યુરેશિયા તરીકે ઓળખાય છે.

ઘણાખરા દેશો મેસોપોટેમીઆ, ઈજીપ્ત, હિન્દ, ચીન, આ વખતે સુધરેલા હતા. ઈજીપ્ત અત્યારે આફ્રિકામાં છે, પરંતુ આપણી નજીક જ હોવાથી તેને યુરેશિયામાં ગણી લઈએ છીએ.

પહેલાંના વખતમાં પડાવ નાખવા ઇચ્છતી ભટકતી ટોળીઓ કેવી જાતનું સ્થળ પસંદ કરતી હશે? એ સ્થળ એવું હોવું જોઈએ કે જ્યાં જલદી ખોરાક મળી શકે. આ લોકો ખેતરોમાં ખેતી કરીને જ પોતાનો ખોરાક મેળવી લેતા. અને ખેતી માટે પાણી ખાસ જરૂરનું છે, કારણ કે પાણી વિના ખેતરમાંનો બધો પાક સુકાઈ જાય અને કાંઈ પાકે નહિ. તું જાણે છે કે જ્યારે ચોમાસામાં થોડો વરસાદ પડે છે ત્યારે અનાજ ઘણું થોડું પાકે છે અને દુકાળ પડે છે. ગરીબ માણસો આવે વખતે ભૂખે મરે છે. આથી જ પહેલાંના વસવાટ કરનારા લોકોએ પાણીવાળી જ જમીન પસંદ કરી હશે. આપણને માલમ પણ પડે છે કે તેઓ આવું જ સ્થળ પસંદ કરતા.

મેસોપોટેમીઆમાં તેઓ યુફ્રેટીસ અને તૈગ્રીસ નદીઓની વચ્ચે આવેલા પ્રદેશમાં રહેતા. ઈજીપ્તમાં તેઓ નાઇલ નદી આગળ વસતા. હિન્દુસ્તાનમાં મોટી નદીઓ જેવી કે ગંગા, જમુના, સિંધુ વગેરેના કિનારાઓ ઉપર તેમનાં મોટાં શહેરો હતાં. પાણી વિના તેમને ચાલતું નહિ અને તેથી તેઓ આ નદીઓને ઘણી જ પવિત્ર માનતા. હિન્દમાં અત્યારે પણ ગંગા નદી ઘણી જ પવિત્ર મનાય છે. એને 'માતા' જેવી પૂજ્ય

ગણવામાં આવી છે; અને તે 'गंगा माइ' અથવા તો "गंगा मैया" ના નામથી સંબોધાય છે. આ નદીઓ તેમને પાણી પુરૂં પાડતી એટલું જ નહિ પરંતુ કાદવ અને રેતી પણ પુરી પાડતી. આને લીધે જમીન ફળદ્રુપ બનતી અને વધારે સારો પાક પાકતો. આને લીધે જ નદીઓ 'માતા' અથવા તો 'પિતા' જેવી ગણાતી. પરંતુ અત્યારના વખતમાં લોકો શા માટે અમુક કામ કરે છે તે ભૂલી જાય છે અને વિચાર કર્યા સિવાય તેનું ખોટું અનુકરણ કરે છે. આપણે યાદ રાખવું જોઈએ કે આ નદીઓ પાણી પુરૂં પાડતી અને તેને લીધે જ તે અત્યારે પણ પવિત્ર મનાય છે.

૧૯

# પુરાણી દુનિયાનાં નગરો.

આપણે જોયું કે લોકો મોટી નદીઓ આગળ અને જ્યાં પુષ્કળ પાણી હતું એવી ફળદ્રુપ ખીણોમાં વસ્યા. તેમનાં મોટાં શહેરો નદીઓના કિનારા ઉપર જ હતાં. તેં આ નામાંકિત શહેરો વિષે સાંભળ્યું હશે. મેસોપોટેમીઆમાં બેબીલોન નીવીનીહ વગેરે શહેરો હતાં. અત્યારે આ શહેરોની હયાતી નથી પરંતુ કેટલીક વાર જો માણસો ઘણે ઊંડે ખોદે છે તો તેમને આ શહેરોનાં અવશેષો માલમ પડે છે. હજારો વર્ષોથી તે માટીમાં અને રેતીમાં દટાઇ ગયાં છે, અને તેમનો એક પણ ભાગ અત્યારે જણાતો નથી. કેટલીક જગ્યાએ તો જુનાં શહેરો ઉપર જ નવાં શહેરો બાંધવામાં આવ્યાં છે. જે લોકો શોધી કાઢવાને માટે પ્રયત્ન કરતા તેમને ઘણું ઉંડું ખોદવું પડતું, અને કેટલીક વાર તેઓને એક જ શહેર ઉપર

બીજું શહેર માલમ પડયું છે. એક શહેર કેટલાંય વર્ષો સુધી ટકી રહેતું અને તેમાં લોકો રહેતા તેમ જ મરણ પામતા. તેમાં તેમના પુત્રોના પુત્રો પણ રહ્યા અને તે પણ મરણ પામ્યા. ધીમે ધીમે બધાં માણસો મરણ પામ્યાં અને બધાં મકાનો ખંડિયેર થઈ ગયાં. રેતી અને માટી તેના ઉપર ફરી વળી અને આ ખોદી કાઢનાર તે વખતે કોઈ હતું નહિ. ઘણાં વર્ષો પછી આખું શહેર એ રીતે દટાઈ ગયું અને આ શહેરની હયાતી હતી કે નહિ તે પણ બધા ભૂલી ગયા. કેટલાંય વર્ષો પછી બીજા નવા માણસોએ ત્યાં આવીને શહેર વસાવ્યું. અને આ નવું શહેર પણ રેતી અને માટી તળે કેટલાક વખત પછી અદૃશ્ય થઈ ગયું. ઘણું કરીને આવા વધારે બનાવ રેતાળ પ્રદેશમાં બન્યા, કારણ કે ત્યાં રેતીને લીધે શહેર જલદીથી દટાઈ ગયાં.

આ બધું આપણને બહુ નવાઈ પમાડે તેવું છે. જ્યાં જ્યાં જુનાં શહેરો હતાં ત્યાં નવાં થયાં અને બીજા લોકો ત્યાં વસવા લાગ્યા. તેઓ પણ મરણ પામ્યા અને તેમની કશી પણ નિશાની ત્યાં ન રહી. હું આ શહેરો વિષે થોડાંક જ વાકયોમાં જણાવી દઉં છું; પરંતુ એને ઉત્પન્ન થવાને અને નાશ પામવાને કેટલાંય વર્ષો વીતી ગયાં હશે. જો કોઈ માણસ સીત્તેર અથવા પંચોતેર વર્ષનો થયો હોય છે તો આપણે તેને ઘરડો થઇ ગએલો માનીએ છીએ. પરંતુ સીત્તેર અથવા

પંચોતેર એ હજારો વર્ષના શા હિસાબમાં છે? જ્યારે શહેરો ઉત્પન્ન થયાં હશે ત્યાં કેટલાં નાનાં છોકરાં ઘરડાં થયાં હશે અને મરણ પામ્યાં હશે. અને અત્યારે બેબીલોન અને નીવીનહ માત્ર નામનાં જ રહ્યાં છે.

બીજું જુનું શહેર સીરીઆમાં 'દમાસ્કસ' હતું. પરંતુ આ શહેર હજુ નાશ પામ્યું નથી. એ અત્યારે પણ એક મોટું શહેર છે. કેટલાક એમ કહે છે કે 'દમાસ્કસ' એ અત્યારે આખી દુનિયામાં સૌથી જુનામાં જુનું શહેર છે.

હિન્દુસ્તાનમાં પણ આપણાં મોટાં શહેરો નદીઓના કિનારા ઉપર છે. સૌથી જુનામાંનું એક શહેર ઈન્દ્રપ્રસ્થ હતું કે જે દિલ્હીની નજીક હતું. પણ અત્યારે એ શહેર અસ્તિત્વમાં નથી. કાશી એ ઘણું જુનું શહેર છે, અને કદાચ દુનિયામાંનાં સૌથી જુનાં શહેરોમાંનું એક છે. અલ્લાહાબાદ, કાનપુર, પટણા વગેરે ઘણાં શહેરો પણ નદીઓના કિનારા ઉપર જ છે. પરંતુ આ બધાં ઘણાં જુનાં શહેરો નથી.

આવીજ રીતે ચીનમાં પણ જુના વખતનાં કેટલાંક શહેરો છે.

૨૦

# ઈજીપ્ત અને 'ક્રીટ.'

પહેલાંનાં આ શહેરો અને ગામડાંઓમાં કેવી જાતના લોકો વસ્યા હશે? આપણને તેમનાં મોટાં મકાનો ઉપરથી તેમજ પત્થરો ઉપર જે કાંઈ તેમણે લખ્યું હતું તે ઉપરથી તેમનો કંઈક ઇતિહાસ માલમ પડે છે. આપણને તે વખતનાં કેટલાંક પુરાણાં પુસ્તકોમાંથી પણ ઘણી માહિતી મળી આવે છે.

ઈજીપ્તમાં અત્યારે પણ પિરામીડ અને મોટાં મંદિરોના કેટલાક અવશેષો હયાતીમાં છે. જો કે આપણે 'સુએઝ'ની નહેરમાંથી પસાર થયા તોપણ તે જોયા નથી; છતાં તેં એનાં ચિત્રો જોયાં છે. 'સ્ફીન્કસ' ( Sphinx ) એ એક સિંહ છે કે જેનું માથું સ્ત્રીના જેવું છે. એ બહુજ મોટી વસ્તુ છે. તે શા માટે બનાવવામાં આવ્યો હતો અને તે શું સૂચવે છે તે હજુ સુધી પણ કોઈ જાણી શક્યું નથી. આ સ્ત્રીએ ફીક્કું હાસ્ય ધારણ કર્યું છે. આવું હાસ્ય જોઈને લોકો ઘણી જ નવાઈ પામે છે.







પથ્થર યુગના માણસોનાં હથિયાર

પિરામીડ પણ એક મોટી ઈમારત છે. તે ઈજીપ્તના બાદશાહોની કબરો છે. લંડનના સંગ્રહસ્થાનમાં માણસોના તેમજ પશુઓના શબને તેલ તેમજ ગંધાઈ ઉઠે નહિ એવી દવાઓ લગાડી રાખી મૂકવામાં આવ્યાં છે, તે તને યાદ છે? આ મોટી ઈમારતોમાં રાજાઓનાં શબ મૂકવામાં આવ્યાં છે. તેમની આગળ સોના રૂપાનાં ઘરેણાં, ખાવાનું, ખુરશી ટેબલ પણ મૂકવામાં આવતાં. કારણ કે તે વખતે એવી માન્યતા હતી કે તેમના મરણ પછી તેમને આ બધી વસ્તુઓની ઘણી જ જરૂર પડતી. બે ત્રણ વર્ષ પહેલાં આવું એક શબ શોધી કાઢવામાં આવ્યું હતું અને તેની આગળ પુષ્કળ કિમતી તેમ જ સુંદર વસ્તુઓ મૂકેલી હતી.

ઈજીપ્તમાં તે વખતે લોકોએ ખેતીવાડીને માટે પાણી જોઈએ એટલા માટે નહેરો અને સરોવરો બનાવ્યાં. આ ઉપરથી એમ માલમ પડે છે કે જુના વખતના ઈજીપ્તના લોકો ઘણા હોશિયાર હતા. તે વખતે આ લોકો પાસે નહેરો ખોદાવવા તથા પિરામીડો બનાવવા માટે સારા સારા ઈજનેરો હોવા જોઈએ.

ભૂમધ્ય સમુદ્રમાં 'ક્રીટ' અથવા 'કાન્ડીઆ' નામનો એક નાનો ટાપુ છે. આ ટાપુ પહેલાં બહુ જ સુધરેલો હતો. ત્યાં એક ઘણો મોટો મહેલ છે, અને હજુ પણ તેનાં અવશેષો છે. એ મહેલમાં નહાવાની જુદી ઓરડીઓ તેમ જ પાણીના

નળ હતા, કે જેને લોકો આ જમાનાની જ શોધ માને છે. ત્યાં સારાં ચિત્રો, સારાં વાસણો તેમ જ સુંદર કોતરકામ હતું. તે વખતે હાથીદાંતનું કામ પણ થતું હતું. આ ટાપુમાં લોકો ઘણી શાંતિથી રહેતા અને તેમણે ઘણી સારી પ્રગતિ કરી.

તેં 'મીનોસ' ( minos ) નામના રાજા વિષે વાંચ્યું હશે. તે જે વસ્તુને અડકતો તે સોનું બની જતું અને આથી તે ઘણી મુશ્કેલીમાં આવી પડ્યો હતો! તે ખાઈ શકતો નહિ, કારણ કે તેનો ખોરાક સોનું બની જતો, અને ખોરાકમાં સોનાની શી જરૂર છે? તેના લોભને લીધે તેને આ સજા થઈ હતી. અલબત્ત, આ કાલ્પનિક વાર્તા છે. એ એમ બતાવે છે કે લોકો સોનાને જેટલું સુંદર અને ઉપયોગી માને છે તેટલું એ નથી. 'ક્રીટ'ના બધા રાજાઓ 'મીનોસ' કહેવાતા અને તેમાંના જ એક રાજાની આ વાત હોવી જોઈએ.

આ દેશની બીજી એક વાત પણ તેં સાંભળી હશે. એ એક રાક્ષસ વિષે છે કે જેનું અર્ધું અંગ મનુષ્યનું હતું અને બાકીનું અર્ધું બળદનું હતું. એમ કહેવાય છે કે આ રાક્ષસનો ખોરાક જુવાન છોકરીઓ અને છોકરાઓ હતા. મેં તને પહેલેથી જ જણાવી દીધું છે કે અજાણી વસ્તુઓના ભયને લીધે લોકોને ધર્મનો વિચાર સૂઝ્યો. કશું પણ સમજ્યા સિવાય લોકો આ ભયને લીધે ઘણું જ ખરાબ આચરણ કરવા લાગ્યા. હું ધારું છું કે આવો કોઈ રાક્ષસ હતો જ નહિ.

જુવાન માણસોનો ભોગ નહિ અપાયો હોય. કદાચ કોઈ કલ્પિત રાક્ષસને જ આવા નિર્દોષ માણસોનો ભોગ અપાયો હશે.

જુના વખતમાં દરેક ઠેકાણે કલ્પિત દેવોને માણસોનો તેમ જ સ્ત્રીઓનો ભોગ અપાતો. ઈજીપ્તમાં છોકરીઓને નાઈલ નદીમાં ફેંકી દેવામાં આવતી: કારણ કે તે વખતે એમ મનાતું કે આથી 'પિતૃતુલ્ય નાઈલ' નદી આપણા ઉપર રીઝશે!

સદ્ભાગ્યે અત્યારે દુનિયાના કોઈ કોઈ જ દૂરના ભાગ સિવાય આવાં બલિદાનો અપાતાં નથી. પરંતુ અત્યારે પણ કેટલાક લોકો દેવોને ખુશી કરવા પશુઓના ભોગ આપે છે! એ દેવોને તેમ જ બીજા કોઈને ભજવાનો બહુ જ વિચિત્ર રસ્તો છે!

૨૧

# ચીન અને હિન્દ

સૌથી પહેલાં મેસોપોટેમીઆમાં, ઈજીપ્તમાં, અને ક્રીટ નામના ટાપુમાં સુધારા દાખલ થયા. તે જ વખતે ચીનમાં અને હિન્દમાં પણ ઘણા જ સુધારા દાખલ થઈ ગયા હતા.

ચીનમાં પણ લોકો નદીઓની ખીણોમાં જ વસ્યા. આ 'મોંગોલિઅન' લોકો હતા. તેઓ તાંબાનાં સુંદર વહાણો બનાવતા અને પાછળથી તેમણે લોઢાનાં પણ વહાણ બનાવ્યાં. આ વખતે નહેરો તથા સુંદર મકાનો પણ બંધાયાં. નવી જાતની લખવાની પદ્ધતિ પણ શરૂ થઈ. આ લખાણ હિન્દીના, ઉર્દુના અથવા ઇંગ્લીશનાં લખાણ કરતાં જુદી જાતનું હતું. એ લખાણ અક્ષરદ્વારા નહિ પરંતુ ચિત્રોદ્વારા હતું. દરેક શબ્દ અને ઘણી-વાર તો એક વાક્ય પણ એક જ ચિત્રમાં દર્શાવવામાં આવતું.

ઈજીપ્તમાં, ક્રીટમાં અને બેબીલોનમાં પણ આવીજ પદ્ધતિ હતી. અત્યારે એને 'ગૂઢાક્ષર' લિપિ કહેવામાં આવે છે. તેં આવાં લખાણ કોઈ સંગ્રહસ્થાનમાં જોયાં હશે. આ લિપિ લાંબા વખત સુધી ટકી નહિ તોપણ ચીનમાં અત્યારે આવીજ જાતની એક ચિત્રલિપિ છે. આ લિપિમાં હિન્દી અથવા ઈંગ્લીશની પેઠે ડાબીથી જમણી તરફ અથવા ઉર્દુની પેઠે જમણીથી ડાબી તરફ લખવામાં નથી આવતું, પરંતુ ઉભુંજ લખવામાં આવે છે.

હિંદુસ્તાનમાં અત્યારે પણ જુનામાં જુના અવશેષો જમીનમાં જ દટાએલા હશે. જ્યાં સુધી આપણામાંના કોઈ તેને ખોદી કાઢે નહિ ત્યાં સુધી તે આપણાથી છુપા જ રહેવાના છે. આપણે જાણીએ છીએ કે આર્યોની પણ પહેલાં અહીંઆં દ્રાવિડીઅન લોકો હતા. આ પ્રજા બીજા દેશો સાથે વેપાર ચલાવતી. આ પ્રજા તેમનો ઘણોખરો માલ ઈજીપ્ત અને મેસોપોટેમીઆમાં મોકલતી. તે લોકો ચોખા તેમજ ઘરો બાંધવાનો ઘણોખરો સામાન સમુદ્ર માર્ગે જ મોકલતા. એમ કહેવાય છે કે 'ઉર' (Ur) નામના શહેરમાં જે મહેલો બાંધવામાં આવ્યા હતા તેમાં દક્ષિણ આફ્રિકાથી મોકલાએલો સાગનો સામાન વપરાયો હતો. એમ પણ કહેવાય છે કે સોનું, મોતી, હાથીદાંત, મોર અને જુદી જુદી જાતના વાંદરા પણ હિંદમાંથી પશ્ચિમના દેશો તરફ મોકલવામાં આવતા. આપણે આ ઉપરથી કલ્પી શકીએ કે તે વખતે હિન્દનો બીજા દેશો

સાથે ઘણો વહેપાર ચાલતો હશે, અને જ્યાં લોકો સુધરેલા હોય ત્યાં જ વહેપાર સારી રીતે ચાલી શકે.

આ વખતે હિન્દમાં અને ચીનમાં નાનાં નાનાં રાજ્યો હતાં. આમાંનો એક પણ દેશ સરકારના તાબામાં ન હતો. દરેક શહેર પોતાની જાતે જ વ્યવસ્થા કરી લેતું; એટલે ઘણાં ખરાં શહેરો પ્રજાસત્તાક હતાં. તે વખતે રાજાઓ ન હતા પણ વ્યવસ્થાને માટે પંચ નીમવામાં આવતું. આમાંનાં કેટલાંક બહુ જ નાનાં રાજ્યો હતાં. કેટલીક વખતે એક મોટું રાજ્ય કેટલાંક નાનાં રાજ્યો ઉપર સત્તા ભોગવતું.

ચીનમાં આ નાનાં રાજ્યોમાંથી એક મોટું સામ્રાજ્ય ઉત્પન્ન થયું. આ સામ્રાજ્યના વખતમાં જ 'ચીનની મોટી દિવાલ' (Great Wall of China) બંધાઈ હતી. તેં આ ઘણી જ મોટી દિવાલ વિષે વાંચ્યું છે. બીજી મોંગોલીઅન જાતો ચીન ઉપર હુમલો ન કરી શકે એટલા માટે આ દિવાલ ઉત્તરમાં–દરિયાથી માંડીને છેક ઉંચા પર્વતો સુધી–બાંધવામાં આવી હતી. આ દિવાલ ૧,૪૦૦ માઈલ લાંબી છે. ૨૦ થી ૩૦ ફૂટ ઉંચી છે અને ૨૫ ફૂટ પહોળી છે. વચ્ચે વચ્ચે કિલ્લાઓ રાખવામાં આવ્યા છે. જો આવી દિવાલ હિન્દમાં બાંધવામાં આવી હોત તો તેની લંબાઈ ઉત્તરમાં લાહોરથી દક્ષિણમાં મદ્રાસ સુધીની થાત. અત્યારે પણ જો તું ચીનમાં જાય તો આ દિવાલને જોઈ શકે.

## ૨૨

# દરીઆઈ મુસાફરીઓ અને વ્યાપાર

બીજી જુના વખતની એક ' ફોએનીસીઅન ' ( Phoenician ) નામે જાત હતી. તેઓ આરબની જાતના જ હતા. તેઓ હાલના તુર્કસ્તાનમાં રહેતા. તેઓ પોતાના વહેપારાર્થે મોટી મુસાફરીઓ માટે પ્રખ્યાત છે. તેઓ આખો ભૂમધ્ય સમુદ્ર ખૂંદી વળ્યા, તેમજ ઈંગ્લેન્ડ પણ દરીઆમાર્ગે ગએલા. તેઓ કદાચ હિન્દમાં પણ આવ્યા હશે.

હવે આપણે મુખ્ય બે વસ્તુઓ જોઈએ છીએ. એક તો દરીઆઈ મુસાફરી અને બીજો વહેપાર. અત્યારના જેવાં મોટાં દરીઆઈ વહાણો તે વખતે ન હતાં. ઝાડનાં થડ કોતરીને જ વહાણો બનાવવામાં આવતાં. એ દિવસોમાં આવી મુસાફરીઓ

ઉત્સાહથી ભરપુર અને આનંદદાયક હોવી જોઈએ. એક બહુજ નાના શઢવાળા વહાણને અરબી સમુદ્રમાંથી પસાર થતું ધાર ! એમાં ફરવા હરવાની બહુ જ ઓછી જગ્યા હશે; સહેજ પણ પવન તેને હલાવી નાખતો હશે અને ઘણી વખત તો આવી નાની હોડીઓ ડૂબી પણ જતી હશે. ફક્ત બહાદુર માણસો જ આવી હોડીઓ દરીઆમાં ફેરવવાની હિંમત કરતા. આ કામ બહુ જ જોખમભરેલું હતું, અને કેટલી વખત તો મહિનાઓના મહિનાઓ સુધી આ લોકો જમીન દેખી પણ શકતા નહિ. આવા વિચિત્ર ખલાસીઓની કેટલીય વાતો આપણા વાંચવામાં આવે છે.

ભય જાણ્યા છતાં પણ આ લોકો દરીઆઈ મુસાફરીએ જતા. કેટલાકને તેમાં શોખ પડતો એટલે જતા. પરતુ તેમાંના ઘણાખરા તો પૈસાના અને સોનાના મોહને માટે જ જતા.

વહેપાર શું છે અને તે કેવી રીતે શરૂ થયો ? અત્યારે મોટી દુકાનોમાં જઈ ગમે તે ચીજ ખરીદવી એ ઘણું સહેલું છે. પરંતુ આ બધી વસ્તુઓ ક્યાંથી આવે છે તેનો તેં કોઈ દિવસ વિચાર કર્યો છે ? તું અલ્લાહાબાદની કોઈ એક દુકાનમાંથી ગરમ શાલ ખરીદે. એ કાશ્મીરમાંથી આવી હશે અને ઊન ઘેટાં ઉપરથી લઈ લેવામાં આવ્યું હશે. દંતમંજન વહાણો મારફતે તથા રેલ્વે મારફતે અમેરિકામાંથી આવતું હશે. તેવીજ રીતે તું ચીનમાં, જપાનમાં, પેરીસમાં અથવા લંડનમાં બનાવેલી ચીજો

ખરીદી શકે. પરદેશમાં બનેલો કોઈ કાપડનો ટુકડો અહીંના બજારમાં વેચાય તે વિષે તું વિચાર કર. હિન્દમાં તૈયાર થએલું રૂ ઈંગ્લેન્ડ મોકલવામાં આવ્યું. કોઇ મોટી મીલે તેને ખરીધું અને તેમાંથી કાપડ બનાવ્યું. આ કપડું પાછું હિન્દમાં આવ્યું. આ ઉપરથી એમ જણાય છે કે આમાં પૈસાનો, વખતનો તેમજ શક્તિનો ખોટો વ્યય થાય છે. હિન્દમાં જ જો એ રૂનું કાપડ બનાવવામાં આવે તો તે વધારે સસ્તું અને સારૂં થાય. તું જાણે છે કે આપણે પરદેશી કાપડ પહેરતાં નથી. આપણે ખાદી જ પહેરીએ છીએ, કારણ કે આપણા દેશમાં જ બનાવેલું કાપડ ખરીદવું એ વધારે સારૂં છે. જે ગરીબો સુતર કાંતે છે તથા વણે છે તેમને આપણે ખાદી પહેરીને મદદ કરીએ છીએ.

આ રીતે અત્યારે વહેપાર બહુ જ ગૂંચવણ ભરેલો થઈ પડયો છે. મોટાં વહાણો હંમેશાં એક દેશનો માલ બીજે દેશ લઈ જાય છે. પરંતુ પહેલાંના વખતમાં આવું ન હતું.

સૌથી જુના વખતમાં બહુ જ થોડો વહેપાર ચાલતો. માણસ જે કોઈ વસ્તુ ઇચ્છતો તે તેને પોતાની જાતે જ બનાવી લેવી પડતી, અથવા કંઈકથી મહા મહેનતે મેળવવી પડતી. તે વખતે માણસને ઘણી વસ્તુઓની જરૂર નહતી. પછીથી મેં કહ્યું છે તે પ્રમાણે કામની વહેંચણી થઈ. આથી માણસો જુદી જુદી જાતનું કામ કરવા લાગ્યા, અને જુદી જુદી જાતની વસ્તુઓ બનાવવા લાગ્યા. કેટલીક વખત એમ બન્યું હશે કે એક ટોળી

પાસે અમુક જાતની પુષ્કળ વસ્તુઓ હશે, જ્યારે બીજા પાસે બીજી જાતની ઘણી વસ્તુઓ હશે. તેથી તેમને સાટાં કરવાં જરૂરનાં થઈ પડયાં. દાખલા તરીકે—એક ટોળી બીજીને ગાય આપે અને બદલામાં અનાજ લે. તે વખતે પૈસા ન હતા. વસ્તુઓનાં સાટાં જ થઈ શકતાં. થોડું અનાજ મેળવવાને માટે ગાય અથવા ઘેટાં આપવાં પડતાં ! આવી સ્થિતિ હતી તો-પણ વહેપાર વધતો જ ચાલ્યો.

જ્યારે સોનું રૂપું શોધાયું ત્યારે લોકો તેનો વહેપાર કરવા લાગ્યા. આથી વહેપારનું કામ સરળ બન્યું, અને સોના રૂપાના બદલામાં વસ્તુઓ લેવાનો રિવાજ થઈ ગયો. જે પહેલા માણસે આ બાબત વિષે વિચારી હશે તે ઘણો ડાહ્યો હોવો જોઈએ. તે વખતે અત્યારના જેવા સિક્કાઓ ન હતા. સોનું જોખાતું અને બીજાને અપાતું. ત્યાર પછી કેટલાય વખતે સિક્કાઓ પાડવામાં આવ્યા. આથી વહેપાર સૌથી સરળ બની ગયો. લોકો સિક્કાની કિંમત જાણતા એટલે સોનાને જોખવાની જરૂર પડતી નહિ. અત્યારે દરેક સ્થળે આવા સિક્કા જ વપરાય છે. પરંતુ આપણે યાદ રાખવું જોઈએ કે પૈસો પોતે સારી ચીજ નથી. એ આપણને માલની ફેરબદલી કરવામાં મદદ કરે છે. તને 'મીનોસ' રાજાની વાત યાદ હશે કે જેની પાસે પુષ્કળ સોનું હતું પણ ખાવાનું કાંઈ નહતું ! આથી જો પૈસા સાટાં કરવામાં જ વપરાય તો કિંમત વિનાના.

અત્યારે પણ કેટલાંક ગામડાંઓમાં પૈસાને સાટે ઘણી લેવડદેવડ ચાલતી નથી. બીજો બીજો સામાન આપી લોકો સાટાં કરે છે. તોપણ પૈસો વધારે અનુકૂળ હોવાથી વધારે વપરાય છે. કેટલાક મૂર્ખા માણસો પૈસાને ઘણા જ સારા માની સંઘરી રાખે છે, અને બીલકુલ તેને વાપરતા નથી. આ એમ બતાવે છે કે આવા લોકો પૈસા શું છે અને કેવી રીતે વપરાશમાં આવ્યા તે જાણતા નથી.

૨૩

# ભાષા, લેખન અને આંકડા

**આ**પણે જુદી જુદી ભાષાઓનો એક બીજા સાથે કેવો સંબંધ છે તે જોયો છે. કેવી રીતે ભાષાની શરૂઆત થઈ તે વિષે હવે આપણે વિચાર કરીએ.

કેટલાંક પશુઓ પણ અમુક જાતના શબ્દ વાપરે છે. એમ કહેવાય છે કે વાંદરા કેટલીક સામાન્ય વસ્તુઓને માટે અમુક જાતનો અવાજ કરે છે. જ્યારે કેટલાંક પશુઓ ભયમાં હોય છે અને પોતાની જાતનાં બીજાંને તે માટે ચેતાવવા ઇચ્છે છે ત્યારે તેઓને અમુક જાતનો અવાજ કરતાં અથવા બૂમો પાડતાં તું જુએ છે.

કદાચ આવી જ રીતે માણસોમાં ભાષાની શરૂઆત થઈ હશે. પહેલાં બીકની અને ચેતવણીની સાદી બૂમો હશે. વળી

વધારે કેટલાંક માણસો ભેગાં કામ કરે છે ત્યારે અમુક જાતનો જ અવાજ ઉત્પન્ન થાય છે. તેં માણસોને મોટું વજન ઉચકતા જોયા છે? આપણને એ જોતાં માલમ પડે છે કે બધાની એક જ વખતે પાડેલી બૂમ તેમને કામ કરવામાં કંઇક મદદ કરે છે. આવી બૂમો કદાચ માણસોના પહેલા જ વપરાએલા શબ્દો હશે.

પછી ધીમે ધીમે પાણી, અગ્નિ, ઘોડો અને એવા જ બીજા કેટલાક સાદા શબ્દો હયાતીમાં આવ્યા. ઘણું કરીને નામ જ હયાતીમાં આવ્યાં, ક્રિયાપદો નહિ. જો કોઈ માણસ તેણે રીંછ જોયું હતું એમ કહેવા ઈચ્છે તો તે 'રીંછ' એમ એક જ શબ્દ બોલશે અને નાના બાળકની માફક તેની તરફ આંગળી કરશે. આ વખતે ભાગ્યે જ ઘણી વાતચીત થતી હશે!

પછી નાનાં તેમ જ મોટાં વાક્યો બોલાવા લાગ્યાં. જુદી જુદી જાતના લોકો માટે એક જ ભાષા ન હતી. પરંતુ એ જ વખતે ઘણી ભાષાઓ પણ હોઈ શકે નહિ. મ તને કહ્યું છે તે પ્રમાણે તે વખતે બહુ જ થોડી ભાષાઓ હતી, અને જેમાંની દરેક પછી આગળ વધતી જ ચાલી.

સુધારાઓ દાખલ થયા તે વખતે ભાષાઓ ઘણી જ આગળ વધી ગઈ હતી. પુષ્કળ ગાયનો હતાં, કવિઓ હતા અને ગવૈયાઓ એ ગાયનો ગાતા. તે વખતે બહુ લખવાનું ન હતું તેમ જ પુસ્તકો પણ ન હતાં. આથી લોકોને યાદ બહુ રાખવું

પડતું. કાવ્યો યાદ રાખવાં સહેલાં છે. આથી એ વખતે સુધરેલા દેશોમાં ગાયનો તેમ જ કાવ્યો ઘણાં જ પ્રચલિત થઈ ગયાં હતાં.

મરણ પામેલા બહાદુરોની કીર્તિ ગાવામાં ગવૈયાઓને ઘણો રસ પડતો. તે વખતના લોકોને પણ લઢવામાં ઘણી મઝા પડતી. આથી બહાદુરીનાં ગાયનો ઘણાં બનવા લાગ્યાં. આવાં ગાયનો આપણને હિન્દમાં તેમ જ બીજા દેશોમાં પણ અત્યારે માલમ પડે છે.

લખવાની પદ્ધતિ પણ શરૂ થઈ ગઈ હતી. મેં તને ચીનના લખાણ વિષે કહ્યું છે. આવાં લખાણ ચિત્રોથી જ શરૂ થએલાં હશે. જો કોઈ માણસ મોર વિષે કંઈ કહેવા માગતો તો તે મોરનું ચિત્ર દોરતો. અલબત્ત, આ રીતે કોઈ ઘણો વખત લખી શકે નહિ. ધીમે ધીમે આ ચિત્રો સાદાં ને સાદાં થયાં હશે. ઘણા વખત પછી મૂળાક્ષરો શોધવામાં આવ્યા અને તેની શરૂઆત થઈ. આ રીતે લખવાનું કામ એકદમ વધારે સહેલું થઈ ગયું અને પ્રગતિ પણ જલદી થવા માંડી.

આંકડાઓ અને ગણવાનું એ એક મોટી શોધ હોવી જોઈએ. આંકડા સિવાય કોઈ પણ જાતનો ધંધો કેવી રીતે થઇ શકે એ જાણવું અઘરૂં છે. જે માણસોએ આ આંકડાઓ શોધી કાઢયા હશે તે બહુ જ વિદ્વાન અને ચાલાક હોવો જોઇએ. પહેલાં યુરોપના આંકડા વિચિત્ર જરા હતા. તું 'રોમન' આંકડા

જાણતી હશે—( I, II, III, IV ) આ જરા વિચિત્ર છે, અને ગોઠવવા અઘરા છે. જે આંકડાનો અત્યારે આપણે ઉપયોગ કરીએ છીએ તે વધારે સહેલા છે તે (1, 2, 3, 4) વગેરે છે. આ અરબી આંકડા કહેવાય છે; કારણ કે યુરોપના લોકોએ અરબો પાસેથી જ આ આંકડા જાણી લીધા હતા. પરંતુ અરબો હિંદીઓ પાસેથી શીખ્યા હતા તેથી તેમને 'હિંદી આંકડાઓ' કહેવા એ વધારે સારૂ થઈ પડશે.

૨૪

# લોકોની જુદી જુદી જાતો

છોકરાઓને, છોકરીઓને તથા કેટલાક પુખ્ત ઉંમરના માણસોને ઇતિહાસ અમુક જ રીતે શીખવાડવામાં આવે છે. તેઓ રાજાઓનાં તથા બીજા લોકોનાં નામ, અને લડાઈઓની તારીખ શીખે છે; પરંતુ ઇતિહાસ રાજાઓ અને લઢાઈઓનો બનેલો નથી. ઇતિહાસમાંથી આપણને દેશના લોકો વિષે, તેઓ કેવી રીતે રહેતા, તેઓ શું કરતા, વગેરે જાણવાનું મળવું જોઈએ, અને જો આપણે આવી જ રીતે ઇતિહાસ શીખીએ તો તેમાંથી આપણે ઘણું શીખીએ. પહેલાંના ઇતિહાસનો અભ્યાસ આપણને પહેલાંના લોકો સારા થતા જતા હતા કે નહિ અને તેઓ સુધરેલા હતા કે નહિ તે જાણવામાં ઘણી મદદ કરે છે.



અસલના જમાનાનાં શબ્દ ચિત્રો

અલબત્ત, દરેક માણસે મોટા માણસોના જીવનમાંથી કંઈક ને કંઈક તો શીખી લેવું જોઈએ. પરંતુ આપણે પહેલાંના જુદી જુદી જાતના લોકોની સ્થિતિ વિષે પણ શીખવા પ્રયત્ન કરવો જોઈએ.

મેં તને ઘણા પત્રો લખ્યા છે. આ મારો ચોવીસમો પત્ર છે. અત્યાર સુધી આપણે ઘણી જ પહેલાંની બાબતો વિષે ચર્ચા કરી છે. એ વખત વિષે આપણે ઘણું જ થોડું જાણીએ છીએ. આપણે એને ઇતિહાસ કહી શકીએ નહિ; પરંતુ તેને ઇતિહાસનું પ્રથમ પગથીઉં કહી શકીએ. આપણે પહેલાંના સુધારાની વાત છોડી દઈએ તે પહેલાં એ વખતમાં સહેજ ડોકીઉં કરીએ અને જોઈએ કે તેમાં જુદી જુદી જાતના કેવા લોકો રહેતા હતા.

પહેલાંના લોકોએ જુદી જુદી જાતનું કામ કરવાનું કેવી રીતે શરૂ કર્યું, તે આપણે જોયું. તે વખતે કામની વહેંચણી થઈ હતી. આપણે જોયું છે કે કેવી રીતે કુલપતિ બીજા લોકોથી જુદો પડયો અને ફક્ત કામની વ્યવસ્થા કરવા લાગ્યો. પછીથી તે બહુ જ ઉચ્ચ કોટિનો માણસ કહેવાવા લાગ્યો. આવી રીતે આપણને લોકોના બે વર્ગ માલમ પડે છેઃ—એક વર્ગ વ્યવસ્થા કરતો અને હુકમ આપતો, જ્યારે બીજો વર્ગ કામ કરતો. વ્યવસ્થા કરનાર વર્ગ પાસે વધારે સત્તા હતી. જે લોકો કામ કરતા તેમની પાસેથી આ વર્ગ વધારે ને વધારે પૈસા લેવા લાગ્યો અને વધારે પૈસાદાર બન્યો.

જ્યારે કામની વહેંચણી થઇ ત્યારે જુદા જુદા લોકો ઉત્પન્ન થયા. રાજા, તેનું કુટુંબ અને તેના કેટલાક અધિકારીઓ વ્યવસ્થા કરવાનું કામ કરતા અને દેશને માટે લડતા. તેઓ બીજું કાંઈ પણ કરતા નહિ.

ત્યાં મંદિરોમાં પૂજારીઓ હતા. તેઓ તે દિવસોમાં બહુ જ અગત્યના હતા, અને તેમનું કામ આપણે પછીથી જોઇશું.

ત્રીજા વેપારીઓ હતા. આ લોકો એક દેશથી બીજે દેશ માલ લઈ જતા અને દુકાનો ખોલતા.

ચોથા કારીગરો હતા. આ લોકો કાંતતા તેમ જ લુગડાં વણતા, વાસણો બનાવતા, તાંબાનો સામાન બનાવતા, સોના અને હાથીદાંત ઉપર કામ કરતા અને બીજી પણ કેટલીક વસ્તુઓ બનાવતા. શહેરોમાં તેમ જ ગામડાંમાં આ લોકો વસવાટ કરતા.

છેવટનો વર્ગ ખેડુતોનો અને મજૂરોનો આવે છે. આ લોકો ખેતરોમાં તેમ જ શહેરોમાં કામ કરતા. આ વર્ગની સંખ્યા સૌથી મોટી હતી. બાકીના બધા વર્ગ આ લોકો પાસેથી કંઈક ને કંઈક પડાવવા મથતા.

૨૫

# રાજાઓ, મંદિરો અને પૂજારીઓ

આપણે છેલ્લા પત્રમાં લોકોના જુદી જુદી જાતના પાંચ વર્ગ જોયા. ખેડુતોનો અને મજુરોનો સૌથી મોટો વર્ગ હતો. ખેડુતો જમીન ખેડતા અને પાક પકવતા. જો આ લોકો જમીન ઉપર બીલકુલ ખેતી કરતા ન હોત તો અનાજ પાકત નહિ. આથી ખેડુત લોકો એ વખતે અગત્યનો ભાગ ભજવતા. એમના વિના બીજા લોકો ભૂખે મર્યા હોત. મજુરો પણ જમીન ઉપર તેમજ શહેરોમાં કામ કરતા. જો કે આ લોકો પુષ્કળ કામ કરતા અને દરેકને જરૂરના હતા તોપણ તેઓ ઘણુંજ ઓછું મહેનતાણું મેળવતા. તે લોકો જે કાંઈ પેદા કરતા તેમાંથી ઘણું-ખરૂં રાજા અને તેનાજ વર્ગના બીજા લોકો લઈ લેતા.

રાજા અને તેના વર્ગના માણસો પાસે ઘણી સત્તા હતી. પહેલાંના વખતમાં જમીન આખી ટોળીનીજ માલિકીની હતી. પરંતુ જેમ રાજા અને તેના વર્ગના માણસોની સત્તા વધી તેમ તેમણે કહ્યું કે જમીન તેમની માલિકીની છે. આ રીતે તેઓ જમીનના માલિક બન્યા અને ખેડુતો કે જે આખો દિવસ સખત કામ કરતા તેઓ તેમના ગુલામ બન્યા. ખેડુત લોકો જે કાંઈ પકવતા તેમાંથી મોટો ભાગ રાજાના માણસો લઈ લેતા.

આ વખતે કેટલાંક મંદિરોને પણ એમની માલિકીની સત્તા હતી.

હવે આપણે જોઈએ કે આ મંદિરો અને તેમના પૂજારીઓ કોણ હતા. મેં તને મારા એક પત્રમાં કહ્યું છે કે કેટલીક વસ્તુઓ સમજ્યા વિના આ લોકો તેનાથી બીતા અને તેથી તે લોકોએ દેવોને તેમજ ધર્મને માનવાનું શરૂ કર્યું. તે લોકો નદીને, પર્વતોને તેમજ ઘણી વસ્તુઓને દેવો તરીકેજ પૂજતા અને તેમનાથી બીતા. આથી તેઓ એમ ધારતા કે આ દેવો તેમને શિક્ષા કરવા માગે છે. તેમના દેવો તેમની માફકજ ક્રૂર હતા અને આ લોકો તેમને બલિદાન આપીને ખૂશ કરવા પ્રયત્ન કરતા.

આ દેવો માટે મંદિરો બનાવવામાં આવ્યાં. મંદિરમાં અમુક પવિત્ર સ્થળ રાખવામાં આવતું જ્યાં દેવોની આકૃતિ ખડી કરવામાં આવતી અને લોકો તેને પૂજતા. તેઓ આવી આકૃતિઓ વિના ભક્તિ કરી શકતા નહિ તેથી તેમણે આવી

આકૃતિઓ બનાવી અને તેમને મંદિરોમાં મૂકી. આ આકૃતિઓ કેટલીક વાર ઘણીજ ખરાબ લાગતી. કેટલીક આકૃતિઓ વિકરાળ પશુઓની અથવા તો અર્ધી પશુની અને અર્ધી મનુષ્યની હતી. ઇજીપ્તમાં એક વખત એવો હતો કે જ્યારે ત્યાંના લોકો બિલાડીને પૂજતા. બીજો વખત એવો હતો કે જ્યારે તેઓ વાંદરાને પૂજતા. આ લોકો શાથી આવી આકૃતિઓને પૂજતા તે સમજવું બહુ અઘરૂં છે. જો કોઈ આકૃતિને પૂજવી હોય તો શા માટે તેને સુંદર ના બનાવવી ? પણ કદાચ આ લોકો દેવોને બહુજ ભયંકર માનતા હશે એટલે તેમણે આવી ભયંકર આકૃતિઓ બનાવી હશે.

અત્યારે જેમ લોકો ધારે છે કે પ્રભુ એક અગાધ શક્તિ છે તેમ પહેલાંના લોકો જાણતા નહિ. તે એમ ધારતા કે પુષ્કળ દેવદેવીઓ છે અને કદાચ તેઓ એક બીજા સાથે લડી મરે છે. જુદાં જુદાં શહેરોમાં અને જુદા જુદા દેશોમાં જુદી જુદી જાતના દેવો પૂજાતા.

આ વખતે મંદિરો પૂજારીઓથી ભરેલાં હતાં. ઘણું કરીને આ પૂજારીઓ લખતા વાંચતા જાણતા અને બીજાઓ કરતાં વધારે ભણેલા હતા. આથી તેઓ રાજાઓને શિખામણ આપનારાઓ બન્યા. તે વખતે આ પૂજારીઓ પુસ્તકોની નકલો કરતા. તેઓ ડાહ્યા ગણાતા. તેઓ વૈદું પણ કરી જાણતા. વારંવાર લોકોની આગળ પોતાનું ડહાપણ બતાવવા તેઓ તેમને જુદી

જુદી જાતની યુક્તિઓ બતાવતા. લોકો સાદા અને અભણ હોવાથી પૂજારીઓને જાદુગર જાણીને તેમનાથી બીતા.

આ લોકો સમજુ હોવાથી દરેક માણસ જ્યારે મુશ્કેલીમાં આવતો અથવા માંદો પડતો ત્યારે તેમને ઘેર જતા. તે વખતે પંચાંગ પણ નહતાં. આથી પણ લોકોને આ પૂજારીઓની જરૂર પડતી. આ પૂજારીઓ તેમને ઘણી બાબતમાં મદદ કરતા અને તેમણે આ લોકોને ઘણા આગળ ધપાવ્યા.

એ શકય છે કે જ્યારે લોકોએ વસવાટ શરૂ કર્યો ત્યારે તેમને દોરનાર, રાજા નહિ પરંતુ પૂજારીઓ હતા. પછીથી રાજાઓ હયાતીમાં આવ્યા અને તેઓ સારું લડી શકતા હોવાથી આ લોકોને દૂર કરવામાં ફત્તેહમંદ થયા. કેટલીક જગ્યાએ તો એકજ માણસ રાજા હતો તેમજ પૂજારી હતો. આ લોકો દેવોના અંશ રૂપ ગણાતા અને જ્યારે તેઓ મરણ પામતા ત્યારે તેમને દેવો જેમ ગણી લોકો તેમની પૂજા કરતા.

૨૯

# પાછળ ડોકીઉં

તું મારા પત્રોથી કંટાળી ગઈ હશે એટલે હમણાં હું તને કંઈ નવું નહિ લખું. હું તને આ બધા ઉપર વિચાર કરી જવા કહું છું. પૃથ્વી એ સૂર્યનો એક ભાગ હતો અને આપણે જોયું કે તે કેવી રીતે છુટો પડી ઠંડો પડી ગયો. કેટલાંય વર્ષો સુધી જીવનની શરૂઆત થઈ ન હતી. લાખો વર્ષો સુધી જીવન ધીમે ધીમે શરૂ થયું. લાખો વર્ષો વિષે વિચાર કરવો એ ઘણી અઘરી બાબત છે. તું હજી દસ વર્ષની છે તોપણ કેવી મોટી લાગે છે! તારે માટે સો વર્ષ પણ ઘણાં વધારે છે. તો પછી હજાર (!) અને દસ લાખ કે જે હજાર કરતાં હજાર ગણું છે (!) તેનું શું? આપણે ધારીએ છીએ કે આપણે બહુ જરૂરના છીએ અને નાની નાની ચીજો આપણને

દુઃખ દે છે. પરંતુ આવા નાના બનાવો એ આવડા મોટા ઇતિહાસમાં શા હિસાબના છે?

કેટલાય વખત સુધી જીવનની શરૂઆત થઈ ન હતી, અને લાંબા વખત પછી દરિયાઈ પ્રાણીઓ હયાતીમાં આવ્યાં. પછી પશુઓ હયાતીમાં આવ્યાં અને લાખો વર્ષો સુધી તેમનો શિકાર કરનાર કોઈ માણસ ન હતો. જ્યારે માણસ પહેલવહેલો આવ્યો ત્યારે તે પોચામાં પોચું પશુ હતું. તે ઘણો જ નાનો હતો. ધીમે ધીમે હજારો વર્ષો પછી તે બળવાન ને હોશિયાર બન્યો. પછી તે બધાં પશુઓનો ઉપરી બન્યો અને બીજાં બધાં પશુઓ તેનાં ગુલામ બની ગયાં.

પહેલાંના વખતના સુધારા આપણે જોયા છે. હવે આપણે લાખો વર્ષો પહેલાંની વાત જોવાની નથી. આપણે ચારસો પાંચસો વર્ષ પહેલાંની જ વાત કરીએ છીએ. પરંતુ આપણે લાખો વર્ષો પહેલાંની વાત કરતાં આ ચારસો પાંચસો વર્ષના ગાળાની વાત વધારે સારી રીતે જાણીએ છીએ. આ જ અરસામાં મનુષ્યોની ચઢતી થઈ છે. જ્યારે તું મોટી થઈશ ત્યારે આ વિષે તું ઘણું વાંચીશ. હું તો તેનો કંઈક ખ્યાલ આપવા થોડું જ લખીશ.

૨૭

# માછલીઓના અવશેષોનાં ચિત્રો.

હું તને થોડાંક ચિત્રો મોકલું છું. હું ધારું છું કે મારા લાંબા અને અપ્રિય કાગળો કરતાં તને તે વધારે ગમશે! એ ચિત્રો લંડનના સંગ્રહસ્થાનની માછલીઓના અવશેષોનાં ( Fossils ) છે. તેં આ અવશેષો ત્યાં જોયા હશે. ગમે તેમ પણ આ ચિત્રો તને જુની માછલીઓનાં અવશેષો કેવા હોય છે તેનો કંઈક ખ્યાલ આપશે.

આ અવશેષો મેં તને કહ્યું છે તે પ્રમાણે જુના પશુઓની બાકી રહેલી વસ્તુઓ અને પર્વતોમાંથી મળેલી બીજી વધેલી વસ્તુઓ છે. પશુઓના પોચા અવયવો લાંબો વખત ટકી રહ્યા નહિ, પરંતુ કઠણ અવયવો ઘણા વખત સુધી એની એજ સ્થિતિમાં રહ્યા. તેમાંના ઘણાખરા કાદવથી દરિયાની તળીએ

ઢંકાઈ રહ્યા. આ કાદવ ધીમે ધીમે કઠણ બન્યો અને દરિયાનું તળ ઉપર આવી સુકી જમીન જેવું થઈ ગયું. આથી આ અવશેષો અત્યારે આપણને સુકી જમીન ઉપર માલમ પડે છે.

આમાંના કેટલાક અવશેષો ચિત્રોમાં બતાવેલા છે. તે બહુ ચોકખા નથી. આમાંના બે સાચા અવશેષો નથી પરંતુ તેના નમુના છે.

એક અવશેષમાં ફક્ત માછલીના દાંત જ બતાવવામાં આવ્યા છે.

આમાંના બે બહુ જ ચોકખા છે. આમાં કેવી રીતે માછલીઓએ પર્વતો ઉપર પોતાની નિશાની મૂકેલી છે તે ચોકખું બતાવવામાં આવ્યું છે. લાખો વર્ષો પછી પણ આપણે કહી શકીએ છીએ કે આવી માછલીઓ તે વખતે હયાતીમાં હશે!

આ ચિત્રો આ પત્ર સાથે રાખી મૂકજે જેથી કરીને બીજાં ચિત્રો આની સાથે ભેગાં થઈ જાય.

૨૮

# અવશેષો.

મેં તને ઘણા વખત સુધી પત્ર લખ્યો નથી. મારા છેલ્લા બે પત્રોમાં મેં તને પહેલાંના વખત વિષે થોડું ઘણું જણાવ્યું હતું. તને આ અવશેષોનો ખ્યાલ આપવા મેં થોડાંક ચિત્રો મોકલ્યાં છે. મસુરીમાં જ્યારે આપણે મળ્યાં હતાં ત્યારે મેં તને બીજા કેટલાક અવશેષોનાં ચિત્રો બતાવ્યાં હતાં.

તું પેટે ચાલનાર પ્રાણીઓના અવશેષો ઉપર વધારે ધ્યાન આપશે. આ પ્રાણીઓ પેટે ચાલે છે. દાખલા તરીકે સાપ, ગરોળી, મગર વગેરે જુના વખતનાં પ્રાણીઓ આજના જેવાં જ હતાં; પરંતુ તે બહુ મોટાં અને વિકરાળ હતાં. સંગ્રહસ્થાનમાં જોએલાં આવાં મોટાં પ્રાણીઓ તને યાદ હશે. તેમાંનું એક ત્રીસથી ચાળીસ ફૂટ ઉંચું હતું. ત્યાં એક જાતનો એવો દેડકો

હતો કે જે માણસથી પણ મોટો હતો. એ કાચબો પણ એટલો જ મોટો હતો. તેમાં મોટાં ચામાચીડીઆં આમથી તેમ ઉડતાં હતાં અને બીજું એક એવું પ્રાણી હતું કે જે જ્યારે ઉભું થતું ત્યારે નાના વૃક્ષ જેવું દેખાતું.

તેં સુંદર સુંદર છોડવાઓના પણ આવા અવશેષો જોયા હતા.

આ પ્રાણીઓના પછી ધવરાવનારાં પ્રાણીઓ આવ્યાં. આપણે તેમ જ આપણી આજુબાજુનાં કેટલાંક પ્રાણીઓ આજ જાતનાં છે. એ પ્રાણીઓ અત્યારના કરતાં બહુ જુદી જાતનાં ન હતાં. તેઓ વધારે મોટાં હતાં છતાં પેટે ચાલનારાં પ્રાણીઓ કરતાં વધારે મોટાં ન હતાં. તે વખતે મોટા મોટા હાથીદાંત-વાળા હાથીઓ હતા. મોટાં મોટાં રીંછ પણ તે વખતે હયાતીમાં હતાં.

તેં માણસોના પણ કેટલાક અવશેષો જોયા છે. આ બહુ જ મઝાના ન હતા, કારણ કે તેમાં કેટલાંક હાડકાં અથવા તો ખોપરી જ હતી.

મેં તને ઈજીપ્તની કબરોનાં કેટલાંક સુંદર ચિત્રો દેખાડયાં છે. આમાંનાં કેટલાક બહુ જ સુંદર હતાં. લાકડાના કફન ઉપર મરણ પામેલા લોકોનો ઈતિહાસ આલેખવામાં આવતો. આવી કબરોની દિવાલો ઉપર પણ બહુ જ સુંદર ચિત્રો હતાં.

તેં ઈજીપ્તમાં મહેલોનાં અને મંદિરોનાં ખંડિયેરો જોયાં છે. તે મોટા મોટા થાંભલાવાળા મકાનો હતાં. ત્યાં આગળ 'કોલોસસ' ( Colossus )નું એક મોટું પુતળું છે.

નાશ પામેલા મંદિરોનાં પણ ચિત્રો ત્યાં હતાં. આપણે આના ઉપરથી સહેજ વિચાર કરી શકીએ કે જુના વખતના ઈજીપ્તના બાંધકામ કરનારા કેવા હશે. જો તેઓને ઇજનેર ખાતાનું બરાબર જ્ઞાન ન હોય તો આવાં મકાન તેઓ બાંધી જ ના શકે.

આપણે આ નાનો પત્ર પુરો કર્યો છે. હવેના પત્રમાં આપણે આગળ જઈશું.

૨૯

# આર્યોનું હિંદમાં આવવું.

અત્યાર સુધી આપણે બહુ જુના વખતની વાતો કરી છે. આપણે હવે માણસે શું શું કર્યું તે જોઈશું. આ જુના વખતનો ઇતિહાસપહેલાંનો કાળ કહેવાય છે; એટલે કે એ વખતનો ચોક્કસ ઇતિહાસ મળવો મુશ્કેલ છે. આમાં આપણે ઘણુંખરૂં ધારી લેવાનું છે, અને હવેથી આપણે સાચો ઇતિહાસ લઈશું.

આપણે જોઈએ કે હિન્દમાં પહેલું શું બન્યું. આપણે જોયું છે કે બહુજ જુના વખતમાં હિન્દ ઈજીપ્તના જેવોજ સુધરેલો દેશ હતો. ત્યાં વહેપાર ચાલતો અને વહાણો મારફતે હિન્દનો સામાન ઈજીપ્ત, મેસોપોટેમીઆ અને બીજા દેશોમાં જતો. તે દિવસોમાં હિન્દમાં રહેતા લોકો 'દ્રાવિડીઅન' કહેવાતા. અત્યારે પણ દક્ષિણ હિન્દમાં એમના વંશજો માલમ પડે છે.

ઉત્તરમાંથી આર્યોએ આ લોકો ઉપર હુમલો કર્યો. આ આર્યો મધ્ય એશિયામાં પુષ્કળ હોવા જોઈએ અને ત્યાં બધાને પુરતો ખોરાક નહિ મળવાથી તેઓ બીજા દેશો તરફ નીકળી પડયા હશે. તેઓ મોટી સંખ્યામાં ઇરાન, ગ્રીસ અને પશ્ચિમ તરફ જવા લાગ્યા. હિંદમાં કાશ્મીરના પહાડો નજીક પણ તેઓ ટોળાબંધ આવ્યા.

આ આર્ય લોકો ઘણા બળવાન હતા તેથી તેમણે દ્રાવિ-ડીઅનોને હાંકી કાઢયા. આ રીતે આર્યોનાં પુષ્કળ ટોળાં ઉતરી આવ્યાં હશે. કદાચ પહેલા દ્રાવિડીઅનોએ તેમને અટકાવ્યા હશે; પરંતુ જ્યારે આર્યોનાં પુષ્કળ ટોળાં આવવા લાગ્યાં ત્યારે તેમનું કાંઈ ચાલ્યું નહિ. ઘણો વખત આર્યો ઉત્તરમાં પંજાબ અને અફઘાનિસ્તાનમાં રહ્યા. પછી તેઓ સંયુક્ત પ્રાંતો તરફ આવ્યા. પછીથી તેઓ વિન્ધ્યાચળમાં અને મધ્ય હિંદમાં આવ્યા. આ પછીની સરહદ ઓળંગવી કઠિન હતી; કારણ કે ત્યાં પુષ્કળ ગીચ જંગલો આવતાં હતાં. આથી આર્ય લોકો ઘણો વખત વિન્ધ્યાચળની ઉત્તરમાં જ રહ્યા. એમાંના ઘણા પુષ્કળ મુશ્કેલીઓ વટાવી દક્ષિણ તરફ ગયા તોપણ બીજાથી જઈ શકાયું નહિ. આથી દક્ષિણમાં મોટે ભાગે દ્રાવિડીઅનજ રહ્યા.

આર્યો કેવી રીતે હિન્દમાં આવ્યા એ જાણવું બહુ મઝાનું છે. તું સંસ્કૃત પુસ્તકમાંથી એ વિષે ઘણું જાણી શકું. વેદોમાં એનો ઉલ્લેખ છે. સૌથી જુનામાં જુનો ઋગ્વેદ છે. તેમાંથી આર્યો

હિન્દમાં કેટલા ભાગમાં વસ્યા એ જાણી શકું. બીજા વેદોમાંથી તથા પુરાણોમાંથી આપણને માલમ પડી આવે છે કે આર્ય લોકોએ પોતાનો વિસ્તાર વધારવા જ માંડયો. કદાચ તું આ બધાં પુરાણાં પુસ્તકો વિષે નહિ જાણતી હોય. જ્યારે તું મોટી થઈશ ત્યારે આ બાબત વિષે તું વધારે જાણીશ. અત્યારે પણ તું પુરાણોમાંની ઘણી વાતો જાણે છે. પછીથી 'રામાયણ' અને 'મહાભારત' એ બે ગ્રંથો હયાતીમાં આવ્યા.

આ પુસ્તકોમાંથી આપણને માલમ પડે છે કે જ્યારે આર્યો અફઘાનિસ્તાન અને પંજાબમાં રહેતા ત્યારે તે ભાગને તેઓ 'બ્રહ્માવર્ત' કહેતા. તે વખતે અફઘાનિસ્તાનને 'ગાંધાર' કહેવામાં આવતો. મહાભારતની 'ગાંધારી' તને યાદ છે? તે અફઘાનિસ્તાનમાંથી આવેલી હોવાથી 'ગાંધારી' કહેવાતી. અફઘાનિસ્તાન એ અત્યારે હિન્દથી જુદો દેશ છે પરંતુ તે વખતે તે જુદો દેશ ન હતો.

જ્યારે આર્યો ગંગા યમુનાના ફળદ્રુપ પ્રદેશમાં આવ્યા ત્યારે તેઓ આખા ઉત્તર હિન્દુસ્તાનને 'આર્યાવર્ત' કહેતા.

બીજા લોકોની પેઠે તેમણે નદી કિનારે નગરો વસાવ્યાં. કાશી, પ્રયાગ વગેરે નગરો પણ નદી ઉપર જ આવેલાં છે.



એક દેવળનું અંદર : કર્નાક, ઇજિપ્ત

૩૦

## આર્યો કેવા હતા ?

આર્યો હિંદમાં પાંચ છ હજાર વર્ષ પહેલાં અથવ. એથીયે વધારે વર્ષ પહેલાં આવ્યા હોવા જોઈએ. તેઓ બધા એકી સાથે જ આવ્યા ન હતા. લશ્કરોનાં લશ્કરો, જુદી જુદી ટોળીઓ, જુદાં જુદાં કુટુંબ વગેરે કેટલાંય વર્ષો સુધી આવ્યાં હશે. તે લોકો આજના મુસાફરોની પેઠે આવતા નહિ. લાંબી હારોમાં પશુઓના ઉપર સામાન નાખીને તેઓ આવતા. તેમને પાછા ફરવાનું હતું જ નહિ. તે રહેવાને અથવા લડતાં લડતાં મરવાને માટે જ આવ્યા હતા. તેમાંના ઘણાખરા વાયવ્યમાંથી આવ્યા હતા. તેમાંના કેટલાક કદાચ દરિયાઈ માર્ગે આવ્યા હશે. આ લોકોએ સિંધુ નદી ઓળંગીને હિંદમાં પ્રવેશ કર્યો.

આ લોકો કેવા હતા? આ વિષે તેમણે જે ગ્રંથો લખ્યા છે તેમાંથી આપણે કંઈક જાણી શકીએ. એમાંના કેટલાક (દાખલા તરીકે 'વેદ') તો દુનિયામાં સૌથી જુના છે. તે લોકો આવા ગ્રંથો મોઢે કરતા અને બીજાને સંભળાવતા. એ એવી સુંદર સંસ્કૃત ભાષામાં લખાએલા છે કે આપણે તેને ગાઈ શકીએ. અત્યારે પણ જો કોઈ માણસ સુંદર અવાજે 'વેદ' ગાય તો આપણને તે સાંભળવાની ઘણી મઝા પડે. હિંદુઓ આ ગ્રંથને બહુ પવિત્ર માને છે. પરંતુ 'વેદ' એટલે શું? 'વેદ' એટલે જ્ઞાન. ઋષિ મુનિઓ જેવા જ જ્ઞાની પુરુષો આ જ્ઞાન પ્રાપ્ત કરી શકતા. તે વખતે તાર, આગગાડી અથવા સીનેમા ન હતાં. આ ઉપરથી એમ સમજવાનું નથી કે તેઓ અભણ હતા. કેટલાક એમ માને છે કે તે વખતના વિદ્વાન માણસો અત્યારના માણસો કરતાં વધારે બુદ્ધિશાળી હતા. તેઓ ડાહ્યા હતા કે નહતા તોપણ તેઓએ એવા સુંદર ગ્રંથો લખ્યા છે કે જે હજુ પણ પ્રશંસા પામે છે. આ જ બતાવે છે કે તે વખતના માણસો કેવા વિદ્વાન હશે.

વેદો પહેલાં પુસ્તકોરૂપે લખાએલા ન હતા. લોકો આ ગ્રંથોને મોઢે કરતા અને એક પછી બીજાને, બીજા પછી ત્રીજાને એમ સંભળાવતા. તે વખતે આ લોકોની યાદશક્તિ બહુ જ સરસ અને નવાઈ ઉપજાવે એવી હતી. આપણામાંથી કેટલા આવા ગ્રંથોના ગ્રંથો મોઢે કરી શકે?

જે વખતમાં આ ગ્રંથો લખાયા તે 'વેદનો સમય' કહેવામાં છે. પહેલો વેદ ઋગ્વેદ છે. આ ગ્રંથમાં આર્યો જે ભજનો અને ગીતો ગાતા તે આપેલાં છે. તે લોકો ચોકખા હૃદયના, આનંદથી ભરપૂર અને સાહસિક હોવા જોઈએ. તેમના આવા આનંદમાં જ તેમણે આવાં ગીતો લખ્યાં હશે ને ગાયાં હશે.

તે લોકો પોતાને માટે અને પોતાની જાત માટે મગરૂર હતા. 'આર્ય' એટલે જ સદ્ગૃહસ્થ. તેઓ સ્વતંત્રતાના ભક્ત હતા. તે લોકો તેમના અત્યારના વંશજો જેવા ન હતા કે જેઓ બીલકુલ હિંમત વિનાના છે; અને જે સ્વતંત્ર નથી તો પણ તે વિષે બીલકુલ લાગણી જ થતી નથી. આ આર્યોને ગુલામ બનવા કરતાં મરણ વધારે પસંદ હતું.

તેઓ સારા લડવૈયા હતા અને કંઈક વિજ્ઞાન પણ જાણતા. તેઓ ખેતીવાડીનું કામ પણ જાણતા. તેઓ ખેતીવાડીને તેમજ તેમજ તેને લગતી બધી વસ્તુઓને માન આપતા. મોટી નદીઓ તેમને પાણી પુરૂં પાડતી એટલે આ લોકો નદીઓને પોતાના મિત્ર તરીકે ગણતા. બળદ તેમજ ગાય પણ તેમની ખેતીમાં તથા જીવનમાં મદદ કરતાં; કારણ કે ગાય દૂધ આપતી. આથી તેઓ આ પશુઓની બરાબર સંભાળ રાખતા અને તેમનાં વખાણ કરતા. ઘણા વખત પછી લોકો ગાયને પૂજવાનું ખરૂં કારણ ભૂલી ગયા છે છતાં પણ ગાયને પૂજવાનું તો ચાલુ જ છે.

આર્યો પોતાની જાત વિષે મગરૂર હોઈ હિંદના બીજા રહેવાસીઓ સાથે ભળતા નહિ. આથી આર્યોએ કેટલાક કાયદા ઘડયા; અને તેમાં એમ જણાવ્યું કે આર્યો કોઈ બીજી જાત સાથે પરણી ના શકે. ઘણા વખત પછી જુદી જુદી ન્યાત અથવા જાત શરૂ થઈ. અત્યારે આ સ્થિતિ બહુ જ વિચિત્ર થઇ ગઇ છે. કેટલાક લોકો બીજાને અડકતાં અથવા બીજા સાથે ખાવા બેસતાં બીએ છે. સદ્ભાગ્યે તે હવે ઓછું ને ઓછું જ થતું જાય છે.

૩૧

# રામાયણ અને મહાભારત.

'વેદના સમય' પછી 'મહાયુગ' આવ્યો. આ 'મહાયુગ' કહેવાય છે કારણ કે તે વખતે બે મોટા ગ્રંથો કે જેમાં લખાયા. તેમાં બહાદુર માણસોની વાતો લખી છે. તું જાણે છે તેમ આ બે ગ્રંથો 'રામાયણ' અને 'મહાભારત' છે.

'મહાયુગ'માં આર્યો આખા ઉત્તર હિંદુસ્તાનમાં ફરી વળ્યા. આ બધો પ્રદેશ આર્યાવર્ત કહેવાયો. 'સંયુક્ત પ્રાંતો' 'મધ્ય દેશ'ને નામે ઓળખાતા; અને 'બંગાળા 'અંગ'ને નામે ઓળખાતો.

જો તું હિંદુસ્તાનના નકશામાં 'આર્યાવર્ત'નો પ્રદેશ જોઈશ તો તને એ બીજના ચંદ્ર જેવો લાગશે. આથી 'આર્યા-

વર્ત' 'ચંદ્રદેશ' એ નામે પણ ઓળખાતો. 'ઇન્દુ' એટલે ચંદ્ર અને તેથી 'આર્યાવર્ત' એટલે 'ઇન્દુનો પ્રદેશ'.

આર્યો બીજના ચંદ્રના બહુ શોખીન હતા. જે જે એવા આકારની વસ્તુઓ હતી, તેને તેઓ પવિત્ર માનતા. તેમનાં ઘણાં શહેરો—જેમકે કાશી—એ આવાજ આકારનાં છે. અલાહાબાદમાં ગંગા નદી પણ આવા જ વાંકમાં વહે છે.

રામાયણમાં રામ અને સીતાની વાત છે. રામ લંકાના રાજા રાવણ સાથે લડયા. આ મૂળ વાત વાલ્મીકિએ સંસ્કૃતમાં લખેલી છે તેનું જુદી જુદી ભાષાઓમાં ભાષાન્તર થયું છે. આ બધામાં તુલસીદાસનું 'રામ ચરિત માનસ' સૌથી સુંદર છે. આપણને રામાયણમાં એમ જણાવવામાં આવ્યું છે કે રામને દક્ષિણ હિંદમાંથી 'હનુમાન' જે વાનરોના ઉપરી હતા તેમના તરફથી મદદ કરવામાં આવી હતી. એમ હોઈ શકે કે રામાયણ એ આર્યો અને દક્ષિણના સમ્રાટ્ રાવણ સાથેની લડાઇની વાત છે. ઘણું કરીને રામાયણમાં દર્શાવેલા વાનરો એ દક્ષિણ હિંદમાં વસતા કાળા લોકો હતા.

રામાયણ સુંદર વાતોથી ભરપુર છે પરંતુ હું તને એ બધી વાતો પત્રો દ્વારા જણાવી શકું નહિ. તેને તો તારે જાતે જ વાંચી લેવી જોઈએ.

મહાભારત એ રામાયણ પછી કેટલેય વખતે રચાયું. એ પણ એક મોટો ગ્રંથ છે. એમાં આર્યોની અને દ્રાવિડીઅનોની

લડાઈ નથી પરંતુ સામસામા આર્યોની જ લડાઈ છે. લડાઈની વાત બાજુ પર મૂકતાં એ બહુ જ સુંદર ગ્રંથ છે. એ ગ્રંથ સુંદર વિચારોથી ભરપૂર છે. આ બધી વસ્તુઓ ઉપરાંત એ ગ્રંથ આપણને ઘણો જ પ્રિય છે. કારણ કે તેમાં ‘ ભગવદ્ ગીતા ’ નામે એક સુંદર કાવ્ય છે.

આ ગ્રંથો હિંદમાં હજારો વર્ષો પૂર્વે લખાએલા છે. કયા મોટા માણસે આ લખ્યું હશે ? જો કે તે આટલા બધા વખત પહેલાં લખાએલા છે તો પણ હિન્દ ભરમાં દરેક બાળક આ ગ્રંથોની વાતો જાણે છે; અને મોટા માણસો પણ તેમાંન સારા સારા વિચારોનું ચિંતવન કરે છે.

# વાતબહેનાં

બાળ પુસ્તકમાળા
પુસ્તક ૧



કિંમત ૦-૮-૦

ઇન્દુપ્રસાદ ભટ્ટ
મણિલાલ ઠાકર

# વાતબહેનાં

ભાષા–શૈલી–વસ્તુના
સુંદર નમુના

કેટલાંયે બાળકોના શ્રવણમાંથી આ વાતો પસાર થઈ ચૂકી છે. કેટલાંયે બાળકોએ એને કંઠસ્થ કરી છે. કેટલાંયે બાળકોએ સુંદર બાલભાષામાં એનાં શબ્દચિત્રો રચ્યાં છે.

: સચિત્ર સોળ વાતોનો સંગ્રહ :

૪ પરીકથાઓ
૩ શબ્દનવલિકાઓ
૨ બાળવાર્તાઓ
૪ લોકકથાઓ
૧ નર્મકથા
૨ બાળનવલિકાઓ

બાળ પુસ્તકમાળાઃ પુસ્તક બીજું



# ભોળી જમના

કિંમત ૦-૮-૦

ઇન્દુપ્રસાદ ભટ્ટ
મણિલાલ ઠાકર

# ભોળી જમના

## સળંગ બાળ નવલકથા

આપણા બાળસાહિત્યમાં સળંગ લાંબી કથાઓ પ્રમાણમાં ઓછી છે. તેમાંયે સામાજીક સળંગ કથાઓ તો છે જ નહિ. તે ખોટ પૂરવાનો આ એક નમ્ર પ્રયત્ન છે. વાર્તાનું વસ્તુ ને કલેવર Maria Edgeworthની Simple Susan નામની બાળ નવલકથામાં લીધું છે. આપણા સમાજને લક્ષમાં રાખીને ઉચિત ફેરફાર કર્યા છે.



ગૂજરાતના સિદ્ધહસ્ત
કલાકાર શ્રી કનુ
દેસાઈની પીંછીનું
'બાપુની કૂચ'નું
એક ભાવવાહી
દૃશ્ય

# બાપુની કૂચ

બાળપુસ્તકમાળાનું પુસ્તક ચોથું

# બાપુની કૂચ

સાબરમતીથી દાંડી સુધીની ગાંધીજીની ઐતિહાસિક કૂચ–જેને બુદ્ધના મહાભિનિષ્ક્રમણ સાથે સરખાવવામાં આવે છે, તે કૂચમાંના પ્રસંગોનાં બાળકો માટે લખાયલાં શબ્દચિત્રો.

ગાંધીજીની લડતના મુદ્દા ને પયગામ; સરદાર, દરબાર ને અખાડાવીર પુરાણીના પરિચય; મધરાતે મહીસાગર ખૂંદતા રાષ્ટ્રપતિ જવાહર; ભડ ગામ રાસનો નિશ્ચય; લડતમાં બાળકોએ આપેલા હિસ્સાનાં થોડાં ચિત્રો; ને છેલ્લે ગાંધીજીની મધરાતે કરેલી ધરપકડ ઈ. પ્રસંગો બાળકો એકી બેઠકે પૂરા કરે તેવા છે.

કિંમત ચાર આના

ઈન્દુપ્રસાદ ભટ્ટ
મણિલાલ ઠાકર

# બાળ પુસ્તકમાળા

## પહેલા વર્ષનાં પુસ્તકો

૧ વાતબહેનાં
૨ ભોળી જમના
૩ ઇન્દિરાને પત્રો
૪ બાપુની કૂચ
૫ પરિમલ
૬ તોરણ

## બીજા વર્ષનાં પુસ્તકો

૧ જય ગૂજરાત
૨ રાજર્ષિ
૩ જેલમહેલમાં
૪ વાતબહેનાં ભા. ૨
૫ વનવાસીઓ
૬ ધરતી માતા

: પ્રકાશક :

ઉષા પ્રકાશન મંદિર : આણંદ

મળવાનાં ઠેકાણાં :

૧ ઉષા પ્રકાશન મંદિર, આણંદ.
૨ સોમાભાઇ C/o બાળમંદિર, રાયપુર, અમદાવાદ.
૩ જીવનલાલ એન્ડ સન્સ, નં. ૩૯૪, કાલબાદેવી, મુંબઈ.
૪ પુસ્તકાલય સહકારી મંડળ, વડોદરા.

# વાત બહેનાં

## ભાષા-શૈલી-વસ્તુના વાર્તામાં ગૂંથેલા કેટલાક સુન્દર નમુના.

:: લેખકો ::

: ઈન્દુપ્રસાદ ભટ્ટ : : : મણિલાલ ઠાકર :

બાલસાહિત્યના આચાર્ય ને અધ્વર્યુ શ્રી ગિજુભાઇએ એનો આમુખ લખ્યો છે.

કેટલાંયે બાળકોના શ્રવણમાંથી આ વાતો પસાર થઇ ચુકી છે. કેટલાંયે બાળકોએ એને કંઠસ્થ કરી છે. કેટલાંયે બાળકોએ સુંદર બાલભાષામાં એનાં શબ્દચિત્રો રચ્યાં છે.

**નીચે મુજબ સચિત્ર સોળ વાતોનો સંગ્રહ:**

| | |
|---|---|
| ૪ પરીકથાઓ | ૨ બાળ વાર્તાઓ |
| ૪ લોકકથાઓ | ૨ બાળ નવલિકાઓ |
| ૩ શબ્દ નવલિકાઓ | ૧ નર્મકથા |

એન્ટિક કાગળ : સુંદર છપાઇ : સુંદર ૫ ચિત્રો.

છૂટક માટે : કિંમત આઠ આના.

બાલ પુસ્તકમાળાનું લવાજમ-રૂ. સવાબે.

બાલ પુસ્તકમાળા : પુસ્તક બીજું.

# ભોળી જમના

ઘણાં ચિત્રો : સળંગ સામાજીક બાળ વાર્તા :

આપણા બાળસાહિત્યમાં સળંગ લાંબી કથાઓ પ્રમાણમાં ઘણી ઓછી છે. પૌરાણિક કથાઓમાં નાનાભાઈની કર્ણ તથા પાંચાલી, મોંઘીબહેનની શકુન્તલા ને ચંદ્રશંકરની નળ–દમયંતી. સાહસ કથાઓમાં ચંદ્રશંકરની કુમાર વીરસેન ને સિંદબાદ. ભૌગોલિકમાં ગિજુભાઈની રખડુ ટોળી. પરીકથાઓમાં હંસાબહેનનો બાવલો, કૃષ્ણપ્રસાદની જાદુઈબાગ ને બાલજીવનની હંસારાણી. સામાજિક સળંગ બાળ કથાઓની ખોટ પૂરવાનો આ એક નમ્ર પ્રયત્ન છે.

વાર્તાનું વસ્તુ ને કલેવર અંગ્રેજીમાં Simple Susan નામની બાળ નવલકથા છે તેમાંથી લીધું છે. આપણા સમાજને લક્ષમાં રાખીને ઉચિત ફેરફારો કર્યા છે. એ પ્રયત્નમાં કેટલી સફળતા મળી છે તે તો બાળકોજ નક્કી કરશે.


લેખકો : { ઈન્દુપ્રસાદ ભટ્ટ
મણિલાલ ઠાકર



પ્રકાશક :

જીવનલાલ અમરશી મહેતા

બાલપુસ્તકમાળા : વાર્ષિક લવાજમ : રૂ. સવાબે

કીંમત આઠ આના

બાલ પુસ્તકમાળા : પુસ્તક ત્રીજું—છપાય છે.

# ઇંદિરાને પત્રો—

રાષ્ટ્રપતિ જવાહરલાલ નહેરૂએ પોતાની દીકરીને
લખેલા ૩૨ પત્રો—સચિત્ર.

જવાહરલાલ નહેરૂએ પોતાની દસ વરસની નાની પુત્રીને આ પત્રોમાં ઐતિહાસિક કાળ પહેલાંના સમયની પૃથ્વીની, કુદરતની, પ્રાણીઓની, મનુષ્યોની, સંસ્કૃતિની, ખેતીની, શહેરોની, દરિયાઇ મુસાફરી ને વેપારની, ભાષા—લેખન—સંખ્યાની, રાજા—ધર્મ— મંદિરોની વાતો અને ઇતિહાસ સમજાવ્યો છે.

આમાં આવા ૩૧ પત્રો છે. કેટલાંક ચિત્રો પણ છે.

બાળકો આવા અઘરા વિષયો સમજીને સહેલાઈથી એ વિચારો પચાવી શકે એવી સરળ એની ભાષા છે. મોટાંને પણ આવું સાહિત્યજ્ઞાન ગુજરાતી ભાષામાંના એક જ પુસ્તક પરથી મળવું મુશ્કેલ છે.

પ્રસંગ અને વસ્તુને અનુરૂપ ચિત્રો પણ આપ્યાં છે.

---

# જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનાં પુસ્તકો.

## [ શરૂઆતથી તે ઈ. સ. ૧૯૩૦ સુધીનાં પુસ્તકો ]

**નવલકથાઓ—ટુંકી વાતો—**

૪—૪ સંસ્કૃત સાહિત્યની કથાઓ, ભા. ૧ લો, ૨ જો.
૨—૦ હાસ્યમંદિર(સચિત્ર નવી આ.)
૨—૮ ચોખરેવાલી, ભાગ ૧–૨
૧–૧૨ ચંદા–રાજસ્થાનની વીરરમણી
૩—૦ સુંદરીઓનો શણગાર ભા.૧-૨
૩—૦ ગુલામી વહેપાર, ભા. ૧–૨
૨—૮ ચક્રવર્તી અશોક(ઐતિહાસિક)
૦—૮ નીલનેત્રી
૨—૮ ધર્મપાળ (ઐતિહાસિક)
૧—૮ મહારાણા પ્રતાપસિંહ
૨—૪ શારદાનું સ્વાર્પણ
૭—૦ કથામંજરી, ભા. ૧ થી ૩
૪—૦ હાસ્યકથામંજરી ભા. ૧–૨
૧૧–૮ હરિશ્ચંદ્ર ભા. ૧ થી ૪
૦–૧૨ સુભદ્રા (સચિત્ર)
૦—૮ પાપીનો પસ્તાવો (ટોલ્સટોય
૦–૧૦ ફુલમાળા (કૃત એક વાર્તા)
૦—૮ કર્પુરમંજરી
૨—૦ અજમેરનો અજીતસિંહ

**જીવનચરિત્ર-સંવાદ—**

૦–૧૨ ના. ગોપાલ કૃષ્ણ ગોખલે
૧—૮ કલાપીના ૫૦૦ પત્રો
૨—૦ ટૉમ્સ એલવા એડીસન
૦–૧૦ સોક્રેટીસ અને તેના બે સંવાદ
૨—૮ સંવાદમાળા (વૃત્તાંત ઉત્તરાર્ધ
૧—૮ પ્રો. ધોંડો કેશવ કર્વેનું આત્મ.

**નીતિ-નિબંધ—**

૩—૦ તત્વચિંતન–ખંડ ૧-૨ સાથે
૦—૮ સ્વર્ગની સામગ્રી
૦—૮ વિજયધ્વજ
૧—૮ સુખ–શાંતિ વિચારણા
૧—૮ જીવન–સુધારણાના સન્માર્ગ
૧—૪ કરકસર-પૈસાદાર કેમ થવાય?
૧—૦ મેઝેનીના લેખો-માનવી કર્તવ્યો

**નાટક—**

૧—૮ સત્યભામા (સચિત્ર)
૧—૪ સ્વામી વિવેકાનંદ ,,
૦–૧૨ સીતા (શ્રી દ્વિજેન્દ્રલાલ રૉય)
૧—૪ મેવાડ–પતન( ,, સચિત્ર )
૦—૮ પ્રભાવતી ( ઐતિહાસિક )
૦—૮ મુક્તધારા(મૂ.લે. ડૉ.ટાગોર)
૦—૬ વીર શાહુ

**દેશ–રાજ્ય–શિક્ષણ—**

૨—૦ જર્મનીની ઉન્નતિ શાથી થઇ?
૧—૦ શિક્ષાનો આદર્શ(ટાગોરકૃત)
૩—૦ દેશ-દર્શન–ભારત દુર્દશાદર્શન
૩—૦ મરાઠી રીયાસત, ભા. ૧–૨૨
૧—૮ આયુર્વેદ અને આધુનિક રસાયન (સચિત્ર)

**ધર્મ—**

૪—૮ સંક્ષિપ્ત મહાભારત (સચિત્ર)
૩—૮ હિન્દુધર્મની પાઠમાળા.
૧—૮ મુક્તિમાળા
૦—૮ બાલગીતા-પૂર્વાર્ધ
૧—૮ ગીતાપરિચય
૨—૦ સંક્ષિપ્ત રામાયણ (સચિત્ર)
૫—૪ અનંત આખ્યાનમાળા ભા.૧-



# ઉષા

## ગુજરાતી સ્ત્રીઓનું એકમાત્ર મુખપત્ર

અને તેની સાથે

# અરુણ

## બાળમાનસને અનુકૂળ એવું માસિક

જોડાએલું રહેશે

**ગુજરાત વિદ્યાપીઠના આચાર્ય શ્રી કાકાસાહેબ કાલેલકરે આદેશલેખ લખીને આ માસિકની પ્રાણપ્રતિષ્ઠા કરી છે.**

'કૌમુદી'ની સાઇઝ, સુંદર કાગળ, અને સુંદર મોટા ટાઇપમાં સુંદર છપાઈ

લવાજમો

| | |
|---|---|
| ઉષા અને અરુણનાં એકસાથે લવાજમના | [illegible] / ૦ |
| અરુણનું છૂટક વાર્ષિક લવાજમ | ૨ ૦ |



**ઉષા પ્રકાશન મંદિર : આણંદ**

મુદ્રક છાપનાર: કુમાર પ્રિન્ટરી અમદાવાદ